નવીન

# પુષ્પ શૃંગાર નૉવેલ.

લેખક,

ચીમનલાલ માધવલાલ મહેતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી    પ્રત ૨૦૦૦

અમદાવાદ.

"ઉત્કૃષ્ટ મુદ્રણાલય" માં પટેલ [illegible] શંકરદાસે છાપી.

ફરનાન્ડીઝ પુલ નીચે ગાંધીરોડ.

સંવત ૧૯૮૨    સને ૧૯૨૬.

કીંમત રૂા. ૦-૮-૦.

# પ્રસ્તાવના.

આધુનિક સમયમાં મગજશક્તિને ખીલવનારી કેળવણી આપવા નામદાર ગાયકવાડ સરકારે જે સ્તુત્ય પગલાં ભર્યાં છે તેમાં વિવિધ સાહિત્યોની આવશ્યકતા હોવાથી વિદ્વાન વર્ગ તરફથી તેની ખોટ પૂરી પડતી જાય છે. પણ નિનિમય વિવેકથી પ્રફુલિત તેમજ આ સમયને અનુસરી જ્ઞાન વધારનાર જેવાં જોઇએ તેવાં પુસ્તકોની તંગી હોવાનું મને સ્મરણ થવાથી આ લઘુ પુસ્તક રચી પ્રગટ કરવા ભાગ્યશાળી થયો છું.

આ પુસ્તકમા સ્વામીભક્તિ. મિત્રોની એક બીજાના સંકટ સમયમાં કસોટી, ગરીબ જંગલી લોકો તરફથી પણ જોઇતી મદદ આપવા બદલનો વિવેક, વીરરત્ન પુરૂષનું બળીદાન રાક્ષસનો સરદાર તેની માતાને આપતો હતો તે વખતનુ અનેક સંકટ સહન કરી વીરરત્ન પુરૂષનું ધૈર્યતાપણું.

પત્નિએ પોતાના પતિને બચાવવા પુરૂષનો પોષાક પહેરી અસંખ્ય સંકટ વેઠી પોતાના પતિને માતાના ભોગમાથી મુક્ત કરવા ઘણીજ સ્તુત્ય સેવા ઉઠાવી પોતાનું પતિવ્રતપણું સાચવ્યું છે.

હિંદુસ્થાનની સ્થિતિ ઘણા રીવાજોથી તદન કંગાલ થઇ ગએલ છે તેને કેવી રીતે સુધારવી તે સબંધીના વિષયો પણ દાખલ કરવામાં આવ્યા છે.

લંપટ સ્ત્રીઓ પરપુરૂષને ફસો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી પોતાની મોહજાળમાં કેવી રીતે ફસાવે છે અને તેમાંથી મુક્ત થવા પવિત્ર પુરૂષોને કેટલી બધી વીટંબણા વેઠવી પડે છે તેનું પણ ભાન થાય છે.

રાજપુત્રો પરમાર્થ કરવાને જાતે કેવાં દુઃખો વેઠે છે અને અન્યને કેવા બંધન મુક્ત કરે છે તેનો પણ ચિતાર આપેલો છે.

દુર્વ્યસની માણસો અલ્પ સુખને માટે સારૂં જાણી ફસાઈ અંતે કેવા પાયમાલ થાય છે તેનો પણ સમાવેશ કરેલો છે.

પવિત્ર ન્યાયી રાજ્યોમા નૃપતિઓ ગમે તેટલા ન્યાયી હોવા છતાં પણ નાયકો અન્યાયી હોવાથી નૃપતિઓના સ્તુત્ય પ્રજા કલ્યાણના હેતુઓને ઊંધા વાળી રસ્તે ચાલે છે. આ વાત જ્યારે ખુદ નૃપતિના જાણવામાં આવે છે ત્યારે તેવા દુષ્ટ અમલદારોને કેવી જેલ જાત્રા કરવા મોકલે છે તે હકીકત પણ લેવામાં આવી છે.

સતી સ્ત્રીઓ પરપુરૂષના હાથમા જવાથી કેવી રીતે યુક્તિ પ્રયુક્તિ કરી પોતાનુ પતિવ્રત સાચવી નીકળી જાય છે.

ચીમનલાલ એચ. મહેતા.

---

### નવીન

# પુષ્પ શૃંગાર નૉવેલ.



દોહરો.

**વાંચીને આ ચોપડી, વરતે કરી વિચાર;**
**સદ્‌ગુણી જગમાં થશે, સુખે તરે સંસાર.**

સાયંકાળના સમયની તૈયારી થઇ રહી છે, ચંદ્રમા પોતાની રૂપેરી ચાદર પ્રસરાવતો ધીમે ધીમે પ્રગટ થતો આવે છે. સૂર્ય પોતાના મુકામે આસ્તે આસ્તે જવા પ્રયાણ કરે છે. અને ગુપ્ત રીતે પોતાના સ્થાને આવી ગયો એટલે અંધકાર છવાયો. એક બાજુ અંધકાર છવાયો અને બીજી બાજુ ચંદ્ર પોતાનો પ્રકાશ કાઢી ધીમે ધીમે વધવા લાગ્યો આકાશ પશ્ચિમ દિશા તરફ રંગબેરંગી થયું હતું, ચંદ્રના પ્રતાપથી રજની ખીલી રહી હતી, બરાબર રાતના બાર વાગ્યાનો સમય થયો હશે. તે અરસામાં એક વીરરત્ન પુરૂષ પોતાના મહેલ-માંથી ઉઠી બહાર આવી આમ તેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતા મનને કાંઇ જુદો વિચાર ઉદ્ભવવાથી ચંદ્રને નિહાળતો નિહાળતો ચાલ્યો-થોડેક દુર ગયો એટલે તેની નજરે એક મોટું વિશાળ સરોવર આવ્યું.

આ સરોવર જોતાં જ પોતાના મનને ઘણા જ તર્કવિતર્ક થવા લાગ્યા અને જરા મનમાં ગભરાયો પણ હીંમત રાખી તે સરોવર અને તેની અંદર શું હકીકત છે તે જોવા આગળ ધસ્યો-આગળ

ચાલી સરોવરમાં ઉતર્યો ને જુએ છે તો ચારે બાજુ પત્થરથી બાંધેલું–ચારે દિશાએ ઉતરવા ચઢવાનાં પગથીયાં તેની નજરે પડ્યાં, એટલે પોતે જે રસ્તેથી અંદર ઉતર્યો હતો, તે રસ્તેથી પાછો ફરી પગથીઆં આગળ જઇ ત્યાંથી અંદર ઉતરવાનો વિચાર કર્યો અને તેજ પગથીઓથી અંદર ઉતર્યો. ચાર પગથીઆ અંદર ઉતર્યો એટલે પાણીની નજીક આવ્યો. હવે એક પગથીઉ જેવા ઉતરવા જાય છે તેવુ જ પાણી ત્યાંથી હઠી જઇ બીજા ચાર પગથીઆ ખુલ્લાં થયા.

આ બનાવ જોવાથી તે વીરરત્ન પુરૂષને બહુ આશ્ચર્ય લાગ્યું. તેથી તેની અંદર શું છે ને જોવાને આગળ ધસ્યો. ફરી ચાર પગથીઆં ઉતર્યો એટલે એક એવો મોટો અવાજ થયો કે તે વીરરત્ન પુરૂષની હીમત ત્યા આગળ થોભવાની ચાલી નહીં તેથી તેણે ત્યાંથી પાછા ફરવાનો વિચાર કર્યો, પરતુ મનમા હિંમત રાખી ધૈર્યથી આગળ ચાલ્યો તો પાણી ક્યાં ગયુ તેની તેને ખબર પડી નહિ અને પાણીની જગ્યાએ એક મોટો સુશોભિત મહેલ તેની દષ્ટિએ પડ્યો. આથી તે વીર પુરૂષને ઘણુ આશ્ચર્ય લાગવાથી તે મહેલ જોવાની તેની જીજ્ઞાસા પ્રદિપ્ત થઇ જેથી તેણે તે મહેલ તરફ ચાલવા માડ્યુ. થોડે નજીક આવ્યો એટલે મહેલમાંથી એવો અવાજ આવ્યો કે અરે! હે! મૃત્યુલોકના માણસ તુ અહી આગળ શા માટે આવ્યો છે? તારૂં અહીં કામ નથી! તુ જે રસ્તેથી આવ્યો તે રસ્તેથી પાછો જા?

આ શબ્દના અવાજ કર્ણેદ્રિય ઉપર અથડાવાથી તે જરા ડર્યો તો ખરો, પરતુ તેણે જવાબ દીધો કે, મહેલમાં રહેનાર તમે કોણ છો? આ મહેલ કોનો છે? એ હકીકત જ્યાં સુધી મારા સમજવામાં આવશે નહિ ત્યાં સુધી હું અહીંથી જનાર નથી માટે જેવી હકીકત હોય તેવી સ્પષ્ટ રીતે મને જાહેર કરો. ત્યારે મહેલમાં રહેનારે કહ્યું

જો તારી તે સાંભળવાની ઇચ્છા હશે તો ઉભો રહે હમણાં મારો સરદાર જે બહાર ગયા છે. તે આવશે એટલે તેનું મન જોઈ તેને હું તારી સવિસ્તર હકીકત કહી સમજાવી તને બોલાવું છું. આ પ્રમાણે પેલા મહેલમાં રહેનારના નમ્રતાપૂર્વક ઉદ્ગારો શ્રવણ થવાથી વીર પુરૂષને જરા ધૈર્ય આવ્યું. એટલામાં રહેનાર સરદાર આવી પહોંચ્યો એટલે પેલા માણસે વીરરત્ન પુરૂષની હકીકત કહી સંભળાવી, તેથી તેના સરદારે તેને અંદર લાવવા હુકમ કર્યો. મહેલમાં દાખલ થતાં જ વીરરત્ન પુરૂષે ચારે બાજુ નિહાળવા માંડયું, એટલામાં તેની સાથેના માણસે એક મોટા પત્થરની શલા ઉપાડી વેગળી કરી તેની અંદર ઉતરવા વીરરત્ન પુરૂષને આજ્ઞા થવાથી તે અંદર ઉતર્યો. અંદર જઇ જુએ છે તો ચારે બાજુ આરસના પત્થરની દિવાલો તેના જોવામાં આવી. નીચે ભોયતળીયે પણ પત્થર બીછાવેલા હતા જેના ઉપર મખમલની અતિ સુશોભિત બિછાત કરેલી અને તે પર જરીના ગલીચા બિછાવેલા તેમજ તરેહતરેહના ચિત્રોના ફોટા, હાંડીઓ તકતા અને ઝુમરૂખ વીગેરેથી સુશોભિત કરેલું અતિ સંકટ સમય પણ આનંદ પ્રાપ્ત થવા જેવું મનરંજન સ્થાન તેની દૃષ્ટિમય થયું. અને એ સ્થાનમાં એક મોટા ગાદી તકીયા ઉપર એક મોટો વિશાળ મનુષ્ય બેઠેલો હતો તે મનુષ્ય કે જેના હાથ ચાર, અને વળી તે ચાર ચાર ગજ લાંબા તથા જેના ચર્ણ સ્તંભ જેવા પુષ્ટ, દંત જેના વેંત વેંત લાંબા, મહા વિક્રાળ, શરીરે મજબુત કદાવર, જેનું મુખ ખરના જેવું અતિ ભયંકર દીસતું હતું, અને તેની આગળ મર્ણ પામેલાં મનુષ્યની ચાર લાશો પડેલી દૃષ્ટિગોચર થતી હતી.

આ બનાવ જોઇ વીરરત્ન પુરૂષને બોલવાની પણ હોંસ રહી નહિ. આવી સ્થિતિમાં ઉભેલા વીરરત્ન પુરૂષને જોઇ તે મહા વિક્રાળ

સ્વરૂપવાળો જે માણસ ગાદીતકીયા ઉપર બેઠેલો હતો તે વીરરત્ન પુરૂષને જોઇ પાસે ઉભેલા સખ્સ સાબળી રોકે તેવી રીતે બોલ્યો, અહો ! મારા ઉપર ઇશ્વરની કેવી મહાન્ દયા થઈ કે જેવા દુસમની હું શોધ કરવાની ફીકરમા હતો. તેવા જ સખ્સ મને અનાયાસે અને નિર્વિઘ્ને પોતાની મેળે જ મળી આવ્યો, તેનું માતાને બળિદાન આપતાં માતુશ્રી કેવા તૃપ્ત થશે ? આ વીરરત્ન પુરૂષનો ભોગ હું આપીશ તો મને માતુશ્રી અતિ પ્રસન્ન થઇ મહા અમોઘ વર આપશે પછી મ્હારા જેવા ભાગ્યશાળી કોણ ? અહાહા ! ! ! (હસે છે)

તે વિક્રાળ પુરૂષના મુખમાંથી જે જે શબ્દો નીકળ્યા તે વીરરત્ન પુરૂષે બરાબર રીતે શ્રવણ કર્યા હતા તેથી તે બિચારાના તો હોશ જ ઉડી ગયા ને મનમાં વિચાર કરવા લાગ્યો. હે ઇશ્વર ! આ વખતે મ્હારે ત્હારો જ આધાર છે. ત્હારા વિના મને આ દુષ્ટના પંજામાથી છોડાવનાર કોઇ જ નથી, આ દુષ્ટ મને મારી બળતી ચિત્તામા હોમી દેશે. અરે હાય ! તે વખતનુ દુઃખ મ્હારાથી શી રીતે સહન થશે અરે હે ઇશ્વર ! તેં જેવી રીતે પ્રહ્લાદનો સ્તંભ ફાડી, નરસીંહ મહેતાનાં અનેક કાર્યો કરી બચાવ્યો તેવી રીતે આ દીન સેવકને બચાવશો વીગેરે રીતે પોતાના મનમા ઇશ્વર સ્તુતિ કરતો હતો એટલામાં પાછો તે ક્રૂર માણસ પોતાની ભયંકર વાણીથી બોલ્યો —

મહાવીર પુરૂષ તને જોઈ અતિ પ્રસન્ન થયો છું, કારણ મ્હારે કાળીચૌદશને દીવસે યજ્ઞ કરવાનો છે તેમા ત્હારા જેવા વીરરત્ન પુરૂષને જીવતો હોમી બળીદાન આપવાનો મ્હારો વિચાર હતો. તેથી હુ ત્હારા જેવા યોગ્ય પુરૂષને શોધવા સારૂ જંગલમાં મ્હારા સેવકોને આજેજ મોકલવાનો હતો, પરંતુ તું તો બીચારા સેવકો ઉપર દયા કરી તકલીફ નહી આપતા આપોઆપ હાજર થઇ ગયો છે. ભાઇ !

હવે કાળીચૌદશના ફક્ત પંદર દીવસ બાકી રહ્યા છે તો તેટલી મુદતમાં ત્હારી ઇચ્છાનુસાર ભોજન લે, વસ્ત્ર પહેર, અને વળી ત્હારી બરદાસ ઉઠાવવા સારૂ મ્હારા સેવક ત્હારી સેવામા હાજર કરૂં છુ. એમ કહી એક મોટી ગર્જના કરી અહાહા ! ! ' જાણે શુ મેઘરાજે તો ગર્જના નહિ કરી હશે અરે ' તેથી પણ વિશેષ અવાજ કહીએ તોપણ ચાલે આ ગર્જના સાંભળી બીચારો વીરરત્ન પુરૂષ પોતાની સાન શુધ ભુલી ગયો થોડીવારે જાગૃત થયો ત્યારે પોતાની સમક્ષ જે વિકાળ પુરૂષ ગાદી તકીએ પડ્યો હતો તેનાથી પણ અતિ ભયંકર દીસતા બે કાળપુરૂષો ઉભેલા દીઠા, તેમને ગાદીતકીએ પડેલો માણસ કહેવા લાગ્યો કે ભાઇઓ આપણા ઉપર દેવી પ્રસન્ન થઇ ! કારણ કે જેવા પુરૂષની શોધમાં તમને મોકલવાના હતા તેવો પુરૂષ આપોઆપ ઇશ્વરી માયાથી મળી આવ્યો છે હવે કાળીચૌદશના પંદર દીવસ બાકી રહ્યા છે માટે આ દેવ પુરૂષની તે મુદતની અંદર સારી રીતે બરદાસ રાખજો, તેને જે જે વસ્તુની અપેક્ષા થાય તે તે વસ્તુ તેને સત્વર વગર વીલંબે લાવી આપજો. હવે તે અહીંથી નાશી જઇ શકે તેમ નથી, તોપણ તેના ઉપર બારીકીથી નજર રાખજો. હવે મ્હારો જપવાનો સમય થઇ ગયો છે તેમજ આ વીરરત્ન પુરૂષ પણ ઘણો થાકી ગયો હશે. માટે તેને શયનભુવનમા સત્વરે લઇ જઇ તેની તબીયત બરાબર સાચવો. જ્યારે માતાજીને ભોગ આપવાનો સમય થશે ત્યારે હુ તને બોલાવું ત્યારે તેને મ્હારી આગળ રજુ કરજો.

---

## પ્રકરણ ૨ જું.

હવે કાળીચૌદશને ફક્ત બેજ દિવસ બાકી રહ્યા છે. હે પ્રભુ ! હવે ત્હારા વિના આ મહાન સંકટમાંથી છોડાવનાર બીજુ કોઇ નથી.

બે દિવસ પછી હું આ ફાની દુનીયામા હતો નહોતો થઇ જઇશ. અરે હાય! આ કનક જેવી કાયાનો આમજ નાશ થવાનો? તે પણ વળી એવા દુષ્ટ મ્લેચ્છના હાથેજ થવાનો? ભલે પ્રભુ તારી ગતી ગહન છે તેમાં અમારા જેવા પામર પ્રાણીનો બીલકુલ ઉપાય યથી. હે ઇશ્વર! આ કરતાં તો મારો કોઈ પ્રાણીના હાથે નાશ થયો હોત તો હુ વધારે ભાગ્યશાળી માનત આ સંકટમાંથી નાશી પણ શી રીતે જવાય! હમણા તેના બે દુષ્ટ સેવકો અડી ઘડીતડીમા આવશે. હે પ્રભુ! તેવા દુષ્ટોનુ મુખ જોયા પહેલાં તું મ્હને ત્હારી સેવામાં સ્વીકારી લે. નહી તો જેવી રીતે મંજારીના બચ્ચા ઉગાર્યા, દ્રૌપદીનાં ચીર પુર્યાં, સર્પના સાલીગરામ બનાવ્યા, ઝેરનું અમૃત કર્યું તેવી રીતે મને પણ સહાય થા.

એ પ્રમાણે સ્તુતિ કરતો, ઘડીમાં હાથ જોડતો, તો ઘડીમાં મનમા બબડતો અને ઘડીમા આક્રાંદ કરતો તો ઘડીમાં ગાંડાની માફક આમ તેમ ફરતો તેવી સ્થિતિમા જરા વિચાર આવવાથી એક બેઠક આગળ સ્થભ્યો ને કાંઇક સુઝી આવવાથી પોતાના મનમાં બબડ્યો. આથી પણ હું વધારે આફતમાં આવું, ભલે મારૂં જે અનિષ્ટ થવાનું હોય તે સત્વરે થાય; પણ કદી હું આ દુષ્ટના હાથે મરવાનું ઉચ્ચિત ધારતો નથી. અરે! આ વખતે હુ હિમત કેમ હારૂં છું! કહેવત છે કે "हिमंत मरदा तो मदद खुदा" તે કહેવત પ્રમાણે મ્હારે શા માટે હિમત હારવી જોઇએ. આપણાથી બનતો પ્રયાસ કરવો, પણ તે સફળ કરવો યા ન કરવો દયાનિધિના હાથમાં છે. શું તે દયાળુ પિતા સહાય નહિ થાય? ખચ્ચિત થશેજ; માટે ચાલ જીવ અત્યારે લાગ સારો છે, હજી તે દુષ્ટ રાક્ષસોને અહિં આવવા વિલંબ થશે, ફરી ફરી આવો સમય આવશે નહિ. વળી આ મારૂં જમણું નેત્ર ફરકે છે

તે શુભ થવાંનું ચિન્હ છે, માટે હવે અહિંથી નાશી છુટવુ એજ અતિ ઉત્તમ છે.

એવા વિચારથી આજુબાજુ નજર કરી સટકી ગયો. તેને નાશી ગયાને થોડાક વખત થયો હશે એટલામાં તે બે રાક્ષસો મહેલમા આવી જોવા લાગ્યા, પણુ વીરરત્ન પુરૂષને જોયો નહિ તેથી તે બન્ને જણા ભયભિત થઇ કહેવા લાગ્યા. અરે શુ તે દુષ્ટ આપણા પંજામાથી છટકી ગયો ? હાય ! હવે આપણો સરદાર આવશે ને આ વાત જાણુશે ત્યારે આપણી કેવી દશા કરશે? તે કહી શકાતું નથી બચ્ચિત તે આપણો પ્રાણુ લેશે ! હવે શું કરવું. ચાલો તેનો સત્વરે તપાસ કરીએ નહિ તો આપણ બન્નેના આ દુનિયામાં ફક્ત થોડાજ દિવસ છે એમ સમજવું. (કહી તેનો તપાસ કરવા જાય છે.)

---

## પ્રકરણુ ૩ જું.

વીરરત્ન પુરૂષ ત્યાથી નાશી જંગલમા જઇ એક વૃક્ષ નીચે બેઠો અને બે હાથ જોડી ઇશ્વર સ્તુતી કરતો કહેવા લાગ્યો હે દયાળુ પિતા ! ત્હારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે, ત્હેં મને મહાન્ કષ્ટમાંથી બચાવ્યો છે જેથી હું ઘણો દુર નીકળી આવ્યો છું તેથી તે દુષ્ટોનો ભય હવે રાખવા જેવું નથી. એ રીતે વિચારમા પ્રવર્ત થતો જે ઠેકાણે બેઠો હતો તેની આજુબાજુ નીહાળતાં કહેવા લાગ્યો: અહો ! આ વન કેવું ઘાડું અને ભયાનક છે ? ડુંગરોની હારો પણુ ભયભિત દેખાય છે. હું ધારૂ છુ કે આ વિકટ વનમા મ્હારા જેવા અભાગી કોઇકજ પુરૂષો આવતા હશે. ચારે બાજુથી વાઘોના ભયંકર સ્વર નીકળી રહ્યા છે. આ પ્રમાણે બોલે છે એટલામાં એક વાઘણુ પોતાનાં બચ્ચાં લઇ બહાર નીકળી તેને જોઇ બોલ્યો, આ તો મ્હારા

તરફ આવતી જણાય છે. હે પ્રભુ! ત્હેં દુષ્ટ મ્લેચ્છોના પંજામાંથી છોડાવી સુખ દીધુ અને પાછો આ વાઘણના ભયમાં નાંખ્યો ? હવે તેમાંથી છુટવાનો એક પણ માગ નથી કહેવત છે કે "नर्गाब वे उगलों आगळनु आनळ" ખેર ! તે મ્લેચ્છના હાથે મરવા કરતા વાઘણ મ્હારો પ્રાણ લેશે તો ઘણુ ઉચ્ચિત માનીશ હે વાઘણ! તું મ્હારા ભણી જલદી દોડી આવ ને આ પાપી દેહનો પવિત્ર ભુમિમાંથી સત્વરે નાશ કર ! આ તો ખરેખર મહારાજ ભણી મ્હારી વિનતિ સાંભળી દોડી આવે છે, માટે હુ પણ ઇશ્વરના શરણે જવા તૈયાર થાઉ ને મ્હારા ક્ષત્રિય ધર્મ પ્રમાણે હાથમાં હથિયાર પકડી તેના સામો થાઉ એટલે તે મને મારશે.

એમ વિચાર કરતો એકદમ પોતાના હાથમાંથી નાની કટાર પકડી તેના સામો થયો વાઘણ તેનાપર તરાપ ઉપર તરાપ મારતી છેક નજીક આવી, તેવી ઝાંપો મારવા જાય છે તેવામાં બે ગોળીઓ એકએક તે વાઘણને વાગવાથી પછડાઇ જમીન ઉપર પડી મર્ણ પામી.

આમ એકાએક વાઘણ મરી જવાની તથા બે ગોળીઓ કઇ દિશાએથી આવી તેની કાંઇ ખબર પડી નહિ. ચાલ જરા આમ તેમ જોઉ કે ગોળીઓ લગાવી વાઘણને મારનાર કોણ ? કહી ચારે દિશા તરફ નજર કરતા થોડે દુરથી બે ઘોડેસ્વાર પોતાની તરફ પુર જોશથી આવતા જણાયા તે બન્ને પુરૂષો અતિ ઉત્તમ અશ્વ ઉપર બેઠેલા જેના ઘોડા મૃગની માફક ઠેકડા મારતા જણાયા તે બન્નેની સ્વારીને જોતાજ કોઇ સાધારણ સમજનો પુરૂષ પણ જાણી શકે કે તે બન્ને ક્ષત્રિય પુત્રો હશે. તે પૈકી એકની ઉમર આશરે પચીસ વર્ષની અને બીજાની આશરે વીસ વર્ષની ધારવામાં આવતી હતી. તેમની કમરમાં શીરોહીની અતિ ઉત્તમ તલવાર વીજળીની માફક

ચળકતી હતી. બન્ને જણે શિકારી વેશ ધારણ કરેલો હતો, તથા કવચ, ધનુષ ભાથા, બંદુક, ભાલા વિગેરે સર્વ અસ્ત્રશસ્ત્રથી સજ્જ આ બન્ને રાજકુમારોને જોઇ વીરરત્ન પુરુષ હર્ષઘેલો બની જઇ તેમના સામો દોડી પ્રાણદાતાના વિશેષણથી તેમને ભેટી પડયો

બન્ને રાજકુમારો અશ્વ ઉપરથી નીચે ઉતરી ત્રણે જણ વાતો કરતા કરતા જ્યા આગળ વીરરત્ન પુરુષ બેઠો હતો ત્યા આવી પોતાના ઘોડા એક વૃક્ષ નીચે બાંધીને બેઠા. એટલે વીરરત્ન પુરુષ આવેલા રાજકુમારને પોતાના મનમા ખુલાસા પુછવા લાગ્યા.

**વીરરત્ન**—હો ! મહા ઉદાર ક્ષત્રિય વીરો આપ કોણ છો અને કાંથી આવો છો ?

**રાજકુમાર**—હું કનકાવતી નગરીના મહારાજા નૃપ કનકસેનનો પાટવી કુમાર રણજીતસિંહ છું અને આ જોડે જે બીજા રાજકુમાર છે તે મ્હારા મિત્ર છે. અરે ! ! હવે તમારાથી મ્હારે શા માટે વાત છુપાવવી જોઇએ. તે મ્હારા મિત્ર નથી પણ મહારાજા વિજયસેનની અતિ પ્યારી પુત્રી મ્હારી પ્રીયા છે. અમે બન્ને માણસો અમારા થોડા સૈન્ય સાથે અહિંથી થોડેક દૂર મહા અરણ્ય વન છે ત્યા મુકામ રાખી શિકાર માટે નીકળ્યા, ત્યાથી ભુલા પડવાથી આ વનમા આવી ચડયા. અહિં આવ્યા પછી જે બન્યુ તે આપ જાણો છો. પરંતુ ભાઇ આપ કોણ છો તે જણાવો ?

**વીરરત્ન**—પ્રાણદાતા, રણવીર રાજપુત્ર. આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. વળી તેની સ્ત્રી તરફ જોઇ બોલ્યો. અરે ! ઓ ! માતુશ્રી ધન્ય છે તમારી વૈર્યતાને, પૃથ્વીમાં જે ખરી ક્ષત્રિયાણીઓ હશે તેમાં આપ અગ્રેસર છો. આપ હમેશાં

આમ પતિ સાથે ધૈર્યતા ,ગણી ફરો છો એજ તમને ધન્યવાદ આપવા યોગ્ય છે.

**રાજકુમાર**—ભાઇ ! અમે અમારી ફરજ ઉપરાંત કાંઇ જાદે કર્યું નથી. અમારી ફરજ બજાવી છે તેમા ધન્યવાદ દેવો તમને ઘટીત નથી પરંતુ આપ કોણ અને શા કારણથી આટલી તરૂણ વયમાં જંગલ વેઠો છો તે કહેવા કાંઇ હરકત નહિ હશે તો જણાવશો ?

**વીરરત્ન**—પ્રભુ ! એક માત પિતા તેમજ શહેર સગાંવહાલાં મિત્રથી તજાએલો દોષિત પામર મનુષ્ય છુ. મ્હારૂં નામ ઠામ કહેવુ મને યોગ્ય નથી અને તે કહેવાથી શુ પરીણામ આવશે તે કહી શકાતું નથી. તો આશા છે કે આપ તે સંબંધમા માફી આપશો.

**રાજકુમાર**—ભલે ભાઇ! જેવી આપની ઇચ્છા, પણ આવા ભયાનક સ્થાનમા વધારે વખત રહેવું હું યોગ્ય ધારતો નથી. વળી શું સંકટ આવી પડશે તે કહી શકાય નહી. માટે આપ મ્હારી સાથે મ્હારી રાજધાનીમાં ચાલો ?

**વીરરત્ન**—ભાઇ ! આપ સુખથી પધારો ? મ્હારા માટે આપે જે શ્રમ લીધો છે તે બદલ ક્ષમા કરશો ? હું પામર પ્રાણી રાજધાનીમાં આવવા લાયક નથી.

**રાજકુમાર**—ભાઇ ! એવા ખોટા વિચારો મનમાં લાવશો નહિ ? માણસને માથે જ દુઃખ પડે છે તેમાં સમજુ માણસો શોક કરતા નથી. વળી આપ પણ ક્ષત્રિય પુત્ર હશો એમ હું ધારૂં છું. ક્ષત્રિયપુત્રોને એકથી અનેક સંકટો પડે તોપણ કાયર થતા નથી ધૈર્ય રાખો કાલે ઇશ્વર સહાય કરશે. હું આપને અહિ એકલા મુકી જવાનો નથી એ નિશ્ચય છે.

**વીરરત્ન**—ધન્ય છે તમારી ઉદાર બુદ્ધિને ! મ્હારા લીધે આપ દુઃખ વેઠો તે ઉચિત નથી, માટે આપની આજ્ઞા સ્વીકારી હું આપની રાજધાનીમાં હાલ આવું છું; પણ ત્યાં થોડી મુદતમાં મને જવાની રજા આપવી જોઇએ.

**રાજકુમાર**—બહુ સારૂં તેમ થશે; પણ હાલ તો ચાલો ? ( જાય છે. )

## પ્રકરણ ૪ થું.

તે દુષ્ટ પુરૂષને શોધી શોધી થાકયો, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. હવે શું કરવું ? કાળીચૌદશને આડી ફકત એક જ રાત્રિ રહી છે, જ્યારે સવારમાં આપણો સરદાર મેઘસુર સોંપેલ માણસને લાવવા ફરમાન કરશે ત્યારે કયાંથી લાવીશુ ? અરે ! નહિ લાવીએ તો આપણા શા હાલ થશે તે કહી શકાતુ નથી. પેલી સામે ધુળ ઉડતી શાની દેખાય છે. શું ? તે દુષ્ટ સરદાર મેઘસુર તો નહિ આવતો હોય ? ખચ્ચિત કાજળના પર્વત જેવો તેજ દુષ્ટ આવે છે. હવે શું થશે એમ વિચાર કરે છે, તેટલામાં મેઘસુર પોતાના ભુવનમાં આવી હસ્તે વદને પોતાના સેવકોને કહેવા લાગ્યો. આજે અતિ માંગલિક દીવસ છતાં ઉદાશ કેમ દેખાઓ છો ? જોગમાયાને ભોગ આપવાનો શુભ પ્રસંગ આજે છે, માટે તે બત્રીસલક્ષણા પુરૂષને જલદી લાવો, તેમ આપણા આહાર માટે પણ બીજી કેટલીક સામગ્રી તૈયાર કરો.

સરદાર મેઘસુરનુ વચન સાંભળી બિચારા સેવકોના તો હોંસ જ ઉડી ગયા. એક પણ શબ્દ બોલ્યા સીવાય થરથર ધ્રુજતા તેના મુખ સામું જોઇ રહ્યા.

જ્યારે પોતાના સેવકો તરફથી જવાબ મળ્યો નહિ ત્યારે, બહુ ક્રોધિત થઇ તે બોલ્યો, દુષ્ટો મારા સોંપેલા કાર્યમાં કાંઇ વિઘ્ન લાવ્યા

છો કે શું ? જો દુષ્ટના વિશ્વાસથી હુ મારૂ કાર્ય સંપૂર્ણ રીતે થએલું સમજી બેશીરૂ હતો તે જ દુષ્ટોએ નિમકહરામીનું કૃત્ય કરી મ્હારા કાર્યમા કંઇ વિઘ્ન લાવ્યા હોય તેવુ જણાય છે. ગઢસંરા પોતાના સરદારને પોતાના તરફ ક્રોધાયમાન જોઇ દીનતાથી ગદગદ કંઠે બોલ્યા: હે સ્વામીન ! અમારી એક અરજ છે, તે આપ શ્રવણ કરો કે પછી આપના ગુન્હેગાર આ અપરાધીઓને જે દંડ દેવો ઘટે તે દેજો આપે સોંપેલો રાજપુત્ર ખાસ અમારી બેદરકારીથી નાશી ગયો છે, એમ નથી; પણ તે રાજપુત્રે પોતાને આજે અમુલ્ય રાજદરી પોશાક ધારણ કરી ઇશ્વર સ્તવન કરી છેવટે માતાજીના ભગીવાન સાથે પોતાનો દેહ અર્પણ કરવો છે એવી અમારી આગળ પ્રાર્થના કરાવી અને અન્નો જણુ કોઇ રાજાના ભંડારમાંથી અમુલ્ય શણગાર લેના ગયા શણગાર લઇ જ્યારે મુકામ ઉપર પાછા આવ્યા ત્યારે રાજકુમારને પોતાના સ્થાનમાં જોયો નહિ આથી અને ભયભ્રાંત થઇ ને વારંવાર પુષ્પનો દેખાડેરા અને વનેવન તપાસ કરી આ સ્થાને અત્ર આવી ઉભા છીએ. હે સ્વામીન ! તે પુરૂષ કોઇપણ ઠેકાણે અમારા કમનશીબે જડયો નહિ.

પોતાના સેવકોનુ વચન સાંભળી મેઘસુર ક્રોધિત મુદ્રાથી ઘડીમાં પોતાની સમશેર સામુ, ઘડીમા પોતાની ભુજા સામુ અને ઘડીમા પોતાના સેવકો સામુ લોચન લાલ અંગારા જેવુ કરી જોતો તો ઘડીમા પોતાની મહા અમોઘ ગદા સામી દૃષ્ટિ કરતો અતિ વિકાળ દેખાતો જાણે આ વખતે તે યમપુરીનો યમરાજ હોયની ? પ્રહલાદને બચાવવા અર્થે શ્રીહરીએ નરસીંહ રૂપ ધર્યુ હતું તેવો દેખાતો આ ક્રૂર મેઘસુર પોતાનુ ખડ્ગ એક હસ્તમાં પકડી ઘાડ સ્વરથી બોલ્યો: અરે નીચ, નિમકહરામી, સ્વામિદ્રોહી, દુષ્ટ, હુ તમને જેટલી સજા કરૂં તેટલી

ઓછી છે, તમે મ્હારી સર્વે ધારણા નિષ્ફળ કરી છે. જેથી હવે તમે તેના બદલે સત્વર યમપુરીના દ્વાર સામી દષ્ટિ કરવા તૈયાર થાઓ, અપરાધીને હમેશા સજા આપવી જ જોઇયે. જો તમે તે રાજકુમારનું રક્ષણ કરી રાખ્યા હોત તો દેવી કેવાં પ્રસન્ન થાત ? પછી મ્હારા જેવા સદ્‌ભાગી નર કોણ ? ઓ પાપી વીરરત્ન પુરૂષ ! તુ મ્હને તથા મ્હારા સેવકોને દગો દઇ નાઠેલો છે પણ યાદ રાખજે કે જ્યાં સુધી મ્હારી તીખી નમો સમશેર પકડવા સમર્થ છે, જ્યાં સુધી મ્હારા શરીરમા લોહી વહન છે ને જ્યાં સુધી મ્હારામા શ્વાસ લેવાની શક્તિ છે ત્યાં સુધી હે દુષ્ટ હુ કદી તને છોડનાર નથી પછી ગમે તો પાતાળમા પેસી જા, યા તો આકાશમાં જા, પણ ગમે ત્યાંથી તને પકડી લાવીને મ્હારી માતુશ્રીના અગ્નિકુંડમા ત્હારા દેહનું બળીદાન આપવાનો છું તે તુ નક્કી સમજજે.

હવે તે વાત પછી. પરતુ પ્રથમ ગુન્હેગારને સજાએ પહોંચાડું.

એટલુ બોલી તે બન્ને સેવકોને પોતાના ખડ્‌ગથી મારી જમીનદોસ્ત કરી બોલ્યો:--

હે દુષ્ટ બુદ્ધિ વીરરત્ન પુરૂષ તું એમ ધારતો હોઇશ કે હું અહિંથી નાશી ગયા એટલે બચ્યો, પરતુ જ્યારે આજ સાંજ સુધીમાં તને પકડી મ્હારી પવિત્ર દેવીને બળીદાન આપુ ત્યારે હુ રાક્ષસ પતિ ખરો ! જો ન આપુ તો મ્હારૂ પરાક્રમ પણ શા કામનુ ? એક વખતે કદાપિ ઇંદ્ર તારી વારે આવશે તો પણ હું તને છોડનાર નથી એ નક્કી માનજે. હું આગળથી બોલુ છુ તે શા કામનું ? એ પ્રમાણે કરી બતાવું-હમેશાં કોઇ માણસે પ્રથમ બોલી બતાવવું તેના કરતાં કરી બતાવવું વધારે ઉચ્ચિત્ છે.

---

## પ્રકરણ ૫ મું.

આ વખતે સૂર્યનારાયણે પોતાનો અમલ પૃથ્વી ઉપર એટલો તો વધારી મક્યો છે કે પશુ પક્ષી વીગેરે પણ તેમના અમલથી પોત-પોતાનાં બચ્ચા વીગેરેને લઇને આ અમલ શાંન્ત થવાની રાહ જોતાં ગપ્પાં મારતાં બેઠાં છે, કેટલેક ઠેકાણે ભાઇબંધો મળી ચોપટ તો કોઇ ઠેકાણે બીઝીક રમી રહ્યા છે. ઑફીસ ટાઇમ પણ પ્રભાતનો હોવાથી ઑફીસરો પોતાના શયનભુવનમાં ખસની ટટ્ટીથી આવતી મીઠી હવા ખાતા નિદ્રાધિન થયા છે, બાળકો પોતપોતાના ઘરમાં નિર્દોષી રમતો રમ્યા કરે છે, કેટલાંક તો બિચારાં ભર ઉંઘમાં પડ્યાં છે, ઉદ્યોગી માણસો આવા સખ્ત તાપના વખતમા પણ વિશ્રાન્તિ નહિ લેતાં પોત-પોતાના ઉદ્યોગમાં મચ્યાં રહ્યાં છે, છુટક છુટક માણસની આવંજા થતી જોવામાં આવતી હતી. હવે ધીમે ધીમે સૂર્યનારાયણે પોતાના કીર્ણરૂપી સીપાઇને પૃથ્વી ઉપર થોડે થોડે પોતાનો અમલ દૂર કરી પોતાની છાવણીમાં જવાની આજ્ઞા આપી રહ્યા છે તેથી લોકોના મ-નમાં આનંદનો પ્રદિપ્ત થવાથી પોતપોતાને કામે સત્વરે જાય છે. આસ્તે આસ્તે ગાડી ઘોડાની આવજા પણ શરૂ થતી જણાય છે બાળકો પણ આનંદમાં આવી જઇ અહીંતહીં ફરતાં, તો કોઈ પોતાના મિત્રોને ત્યાં પધારવાની તૈયારી કરી રહ્યાં છે. હવે તદ્દન ઠંડીનો એ-ટલે પાંચ વાગ્યાનો સુમાર થઇ ગયો છે. રાજ માર્ગમાં પાણી છંટાવ-વાની શરૂઆત થઇ ચુકી છે. આવી જે કનકાવતી નગરીના રાજકુમાર કેટલાક દિવસે શિકારેથી પોતાની નગરીમાં આવવાની તૈયારીમાં છે, તેથી લોકોનાં ટોળેટોળાં તે શ્રીમંત માનવંતા રાજબાળને સલામ ક-રવા તથા વધાવવા પોતપોતાની દુકાનોમાં તેમ મેડીઓ ઉપર હાથમાં ફુલો લઈ ઉભાં રહેલાં દૃષ્ટિગોચર થતાં હતાં. પોલીસ પલટણ પણ

સલામી આપવા કાલીમ થઈ ઉભી રહેલી દૃષ્ટિએ પડતી હતી.

આ બધી હીલચાલ થઇ રહી છે એટલામાં દૂરથી કુમારશ્રીની સ્વારી આવતી જોઇ લોકો હર્ષની તાળીઓ પાડતા વધાવવા લાગ્યા, જેને કુમારશ્રી માન આપતો ચાલ્યો જાય છે. વળી કુમારશ્રીની સાથે આ બીજો રાજકુમાર જેવો કોણ હશે. મારા સુજ્ઞ વાંચકવૃંદો તો તુરતજ સમજી ગયા હશે કે તે પુરૂષ બીજો કોઇ નહિ, પણ આ નોવેલનો નાયક વીરરત્ન પુરૂષજ હતો. તેને કુમારશ્રી જંગલમાંથી સાથે લાવ્યા છે, તે પ્રિય વાચકવૃંદની ધ્યાન બહાર નહિ હશે. લોકોના આશિર્વાદને કુમારશ્રી માન આપતાં આપતાં સ્વારી છેક રાજધાનીમાં પહોંચી. જેથી લોકોની મંડળીઓ તેઓના ગુણની, બળનાં તથા બીજા સદ્ગુણનાં વખાણ કરતી પોતપોતાના સ્થાને ચાલી.

બીજે દિવસે છેક સાંજનો વખત થઇ ગયો છે, સૂર્ય પોતાના અનુચારોને પાછા બોલાવી લીધાથી ક્ષિતિજ તરફ ડોકીઆં કરતા જતા માલમ પડે છે. તે સમયના અરસામાં આપણા રાજકુમાર રણજીતસિંહના મિત્ર વીરરત્ન પુરૂષ એક ઘોડા ઉપર સ્વાર થઇ ગામની પૂર્વ દિશા તરફ જતા હતા તેની સાથે બે સ્વારો પણ જાય છે. નક્કી તે મહાકાળીનાં દર્શન કરવા જતા જણાય છે.

વીરરત્ન પુરૂષ માતાજીનાં દર્શન કરી આસપાસની જગ્યા જોતાં ફરતાં ફરતાં એક મુનિશ્વર ધ્યાન ધરતા હતા ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઇ મુનીશ્વર સામુ જોઇ હસ્યા અને દિલગીર થયા. તેનું કારણ આ બુકના વાંચક વીરરત્ન પુરૂષથી સમજાયું નહિ તેથી તે ચકિત થઇ બોલ્યો.

**વીરરત્ન—હે મહાત્મા પુરૂષ!** આપ મને જોઇ હર્ષ પામો છો તથા

દીલગીર થાઓ છો તેનું કારણ મ્હારાથી સમજાતું નથી તો કૃપા કરી જણાવશો ?

**મહાત્મા**—સુન બચ્ચા, સુન ! દીલગીર હુઆ ઉસકા કારન યે હૈ કે તુમકું અજ્ઞાન બડે બડે દુઃખ પડ ગએ હૈ, જીનકે દીલગીર હુઆ. અબ તુમકુ કાહે બી છત્રપતિ રાજાકી રાજગાદી મીલનેકી હૈ જીનકે મેં ખુશ હુઆ.

**વીરરત્ન** ( આશ્ચર્ય પામી ) મહારાજ ! મને શા શા દુઃખ પડ્યા તે કૃપા કરી કહેશો ?

**મહાત્મા**—સુન બચ્ચા ! એકદીન રાતકો તુમ તમા મકાનસે નીકલા ઔર બેભાન સ્થિતિમે જંગલમે નીકલ ગયા, વહાં તુમકો એક રાક્ષસને દેખલીયા, લેકીન ઈશ્વરકી કૃપાસે આપ વહાંસે છુટ ગએ, વહાંસે જંગલમેં ફીરતેથે વહાં આપકે ઉપે એક બડી વિક્રાળ વાઘણને છાપા મારાથા, ઉસનેસે બી આપકો યે નગરકે કુમારને બચાલીયા. બચ્ચા ! તુમ ફીકર મત કર તેરે વાસ્તે ઈશ્વરને ઐસા બડા બડા રાજ્ય રખ છોડા હૈ, વોહ તુમકુ થોડે રોજમે મીલેગા. મગર બચ્ચા ઉસમે થોડીસી હરકત આતી હૈ

**વીરરત્ન**—મહારાજ ! આપે જે જે વાતો કહી તે સર્વ સત્ય છે પણ મને રાજગાદી મળવામાં શી હરકત છે તે દીન સેવક ઉપર કૃપા કરી કહેશો ?

**મહાત્મા**—સુન બચ્ચા ! ઇધરસે તીન કોસકે ઉપે જંગલમે મહાદેવજીકી મૂર્તિ હૈ, વહાં જાકે મંદિરકે બીચમે બેઠકર મહાદેવજીકી પૂજા કરના ઔર શીવકુ ફુલ ચઢાના ફુલ આગે સરોવર હૈ વહાંસે લાના. તીન દીન તક પૂજા કરના. ઔર ચોથે

રોજ પ્રાતઃકાળે ઉગમણી દિશા તરફ ચલા જાના તો આગે જાતે તુમકુ નિર્વિઘ્ન રાજકી ગાદી મીલેગી

**વીરરત્ન**—બહુ સારૂ મહારાજ ! હું અત્યારેજ મહાદેવજીની પુજા કરવા સારૂ જાઉં છું

**મહાત્મા**—અચ્છા ખુશીસે જાઓ ! લેકીન કીસીકુ સાથ નહિ લે જાના જો લે જાયગા તો ઉલટા દુઃખમે સપડાયગા.

**વીરરત્ન**—નહિ મહારાજ ! હું કોઈને પણ સાથે નહિ લઈ જતાં એકલોજ અત્યારે તે તરફ જાઉં છું અને ત્યાં ત્રણ દિવસ પુરા થયા પછી આપે કીધેલી દિશા તરફ જઈશ

**મહાત્મા**—આપ બચ્ચા ! ઉસ બાત ચોકડીઆ ભી બહોત અચ્છા હૈ. તો તુમ ગામમે જાનેકા બીચાર મત રાખીએ, સદાસે રીવાજ મહાદેવજીકી સેવામેં હાજર હોના દયાળુ પ્રભુ તમારી સર્વ કામના પૂર્ણ કરેગા.

તે મહાત્માનું વચન સાંભળી હર્ષ પામી વીરરત્ન પુરૂષ તેમને વારંવાર સાષ્ટાંગ કરી ઉઠ્યો અને પોતે જે ઘોડા ઉપર બેઠો હતો તે ઘોડાને લઈ તેની સાથે આવેલા સેવકોને નગર તરફ જવાની આજ્ઞા કરી. તેના હાથમાં એક ચીઠ્ઠી આપી કહ્યું કે આ કુમારશ્રી રણજીતસિંહને આપજો, મ્હારે અહિં જરૂરી કામ છે તેથી રોકાયો છું કહી પેલા સેવકોને રજા આપી પોતે મહાત્માને રસ્તો પુછી તે તરફ ચાલ્યો. ચાલતાં એક ગાઉ ગયો નહિં હશે એટલામાં ચારે તરફથી ધુળ ઉડવા લાગી અને અંધકાર પણ એટલો વધી ગયો કે નજીક પડેલી વસ્તુ જોઈ શકાય નહિ. દરમ્યાન એક મોટો અવાજ થયો, તે થતાની સાથેજ આપણો નાયક હવામાં ઉડ્યો અને તેની શું સ્થિતિ થઈ તેનું પણ તે બિચારાને ભાન રહ્યું નહિ. ક્ષણવાર પછી સર્વ તોફાન બંધ

પડયું એટલે વીરરત્ન પુરૂષને ભાન આવ્યું અને પોતાનાં નેત્રો ઉઘાડયાં તો પોતે પ્રથમ જે મહેલમાંથી છટકી ગયો હતો તેજ મહેલમાં પગમાં લોઢાની બેડીયો પહેરી પડેલો ને ચાર ખુલ્લી સમશેરવાળા ક્રૂર રાક્ષસની ચોકી નીચે પડેલો છું એમ પોતાને જણાયું. મારા પ્રિય વાંચકવૃંદોને જણાવવું જોઇએ કે આ વીરરત્ન પુરૂષ પાછો અહિ કયાંથી અને શી રીતે આવ્યો,

પેલો ક્રૂર રાક્ષસ આ વીરરત્ન પુરૂષની શોધમાં દેશોદેશ વેષ પલટી જોતો જોતો કનકાવતી નગરીમાં આવી મહાત્માનો વેષ લઇ ફરતો હતો, એવામાં વીરરત્ન પુરૂષને કાળકા માતાના મંદીર તરફ જતો જોઇ તેની આગળ મંદીરમાં જઇ ધ્યાન લગાવી બેઠો હતો, પ્રથમ જે કાળકાના મંદીરમાં વીરરત્ન અને મહાત્માનો જે સંવાદ થયો હતો તે, વીરરત્ન પુરૂષને પોતાની સાથેના સ્વારના દેખતાં તેને ઉચકી લઇ જાય તેમાં તેને કાંઇ મુશ્કેલ વાત નહોતી, પણ તેના સ્વારોના દેખતાં લઇ જાય તો તે સ્વારો રાજમાં જઇ વાત કરે અને તેથી તેનું પરીણામ સારૂં આવે નહિ, એમ જાણી તે ક્રૂર રાક્ષસે આ પ્રમાણે દગો રચ્યો હતો. હવે આપણા બિચારા વીરરત્ન પુરૂષનુ શું થાય છે, તે તરફ નજર કરીએ. પ્રથમ આપણે વાંચી ગયા છીએ કે વીરરત્ન પુરૂષે પોતાને બેડીમાં તથા ચાર રાક્ષસોના તાબામાં પડેલો જણાયાથી તે ભયભીત બની ગયો અને વિચાર કરે છે કે આ હું સ્વપ્ન જોઉં છું કે સાચું ? અરે !! સ્વપ્ન તે શાનું હોય, જે મહેલમાંથી હું નાશી ગયો હતો તેજ મહેલ આ છે. હવે ખચ્ચિત મારો અંતકાળ પાસે આવ્યો જણાય છે, વિચાર કરે છે,એટલામાં રાક્ષસ તેની પાસે આવી કહેવા લાગ્યો.

**રાક્ષસ**— અરે ઓ ! મંદ બુદ્ધિના માણસ ! તું એમજ જાણતો હોઇશ કે હું અહિથી નાશી જાઉં તો બચી જાઉં, પણ અલ્યા વિચાર કર

કે મ્હારા પરાક્રમથી ઇંદ્ર પણ બીતો ફરે છે. દેવતાઓ પણ થર-થર કંપે છે તો ત્હારૂં શું ગજું? આજે કાળી ચોદશની રાત છે માટે ચાલ હવે સત્વરે માતાના ભોગ અર્થે તૈયાર થા?

**વીરરત્ન**—દુષ્ટ! તુ એમ નહિ ધારતો કે હું ત્હારાથી ડરી જાઉં? ત્હારા જેવા દુષ્ટોને મારવા ક્ષત્રિય પુત્રોજ ઉત્પન્ન થયા છે. પણ દીલગીર છું કે ત્હેં મને પ્રથમથીજ બંધન કરી લીધો છે, નહિ તો ત્હને ક્ષત્રિય પુત્રના હાથ બતાવત; પણ લાચાર!

**રાક્ષસ**—ચાલ ચાલ! દુષ્ટ! તારા જેવા મગતરાથી આ પરાક્રમી કદી પણ ડર્યો નથી ને ડરવાનો પણ નથી, ત્હારા જેવા માંકડાને પકડી લાવી અમો અમારી માતુશ્રીને સર્વદા ભોગ આપીએ છીએ. માટે હવે ઝાઝી લવરી નહિ કરતાં સત્વરે તૈયાર થા! ત્હારો યજ્ઞકુંડ વાટ જોઇ રહ્યો છે?

**વીરરત્ન**—અરે દુષ્ટ પાપી! તુ એક વખત ત્હને લઇ જા, પછી જોઉં છુ કે માતા ત્હારૂં બળીદાન લે છે કે મ્હારૂં. અરે હાય! આ વખતે હુ લાચાર છુ નહિ તો ત્હને બતાવી આપત કે ક્ષત્રિય વીરો ત્હારા જેવા દુષ્ટથી ડરે તેવા નથી.

**રાક્ષસ**—હજી ત્હેં મ્હારા કામો જોયાં નથી ત્યા સુધી તું બકબકાટ કરી રહ્યો છે. ચાલ સત્વરે તૈયાર થા? સમય થવા આવ્યો છે. ( પોતાના સેવકો સામું જોઇ ) સેવકો આ દુષ્ટને આપણી દેવીના મંદિર આગળ હાજર કરો? ( લઇ જાય છે. )

---

## પ્રકરણ ૬ ઠું.

આ પ્રકરણની શરૂઆતમાં સાયંકાળનો વખત છે, કમળો પોતાના સ્વામી સૂર્યનારાયણના અસ્ત થવાથી દિલગીર મુખથી

મંકોડાના માલુમ પડે છે, ચકવા ચકવી પણ પોતાના પતિનો વીયોગ થશે જાણી મધુર સ્વરથી વૃક્ષ ઉપર બીચારા ફરતા જણાય છે, લુચ્ચા, ચોર વિગેરે પોતાનો સ્વાર્થ સાધવાનો માર્ગ શોધતા ફરતા જણાય છે, શિકારી પ્રાણીઓ પોતાનો શિકાર શોધવાની ભાંજગડમાં અહિં તહીં ફરતા માલુમ પડે છે, ગાયો પોતાના વાછડા બચ્ચાંને મળવાની અપેક્ષાથી ઘર તરફ ભાં ભાં કરતા આવે છે, બળદો તથા બકરા આખા દિવસના શ્રમથી પોતાના ઘર તરફ ધીમે ધીમે ડોલતા આવતા જણાય છે, કેટલીક મુગ્ધ સ્ત્રીઓ પોતાના ઘરમાં દીવાબત્તીની તૈયારી કરી રહી છે, કેટલીક શંખણીઓ હજુ પાડોશીઓને ત્યા બેસી લોકોની નીંદા કરવામાં મશગુલ રહેલી છે, ઉપર પ્રમાણે ધાંધલ મચી રહેલુ છે, તેવા સમયમાં એક જંગલમા કાળકાના મંદિર આગળ કેટલાક રાક્ષસો એક રાજપુત્રને બંધીવાન તરીકે લઇ ઉભેલા છે, તે મંદિર આગળના કુંડમાથી પણ આ વખતે અગ્નિનો ભડકો પુર જોસથી થાય છે, ઉપરના દેખાવથી એવુ માલુમ પડતુ હતુ કે તે રાજપુત્રનો અગ્નિકુંડમા હોમીને બળીદાન આપવાનો હશે.

પ્રિય વાચકવૃંદ ! તે રાજપુત્ર કોણ તે આપ જાણી ગયા હશો ? તે બિચારો કમનસીબ વીરરત્ન પુરોહિતજ છે. અરે ! તેની કેવી ખરાબી ? ! હવે સર્વ સામગ્રી તૈયાર થયા પછી તે રાજકુમારને બંધનમાથી મુક્ત કરી કોટમા ફુલનો હાર પહેરાવી રંગબેરંગી આભુષણ ધરાવી તે કુંડ આગળ લાવવામા આવ્યો અને તમામ રાક્ષસો તેના આગળ તીક્ષણ સમશેર પકડી આવ્યા ને બોલ્યા —

**રાક્ષસ**—અરે ! ઓ વીરરત્ન પુરૂષ હવે તું આ ફાની દુનીયામાં ફક્ત થોડીજ વાર છે માટે જેથી ઇશ્વર સ્તવન કરી લે ?

**વીરરત્ન**—દુષ્ટો ! ચાલો જલદી કરો ? હુ તમારૂં મુખ જોવા કરતાં

મરવું અતિ ઉત્તમ ધારૂં છું, માટે ત્વરે મ્હારા પાપી પ્રાણનો નાશ કર ! અરે ! હા ! હજી મ્હારી એક બીજી વિનંતી છે તે સ્વીકારે તો કહું !

**રાક્ષસ**—હાં ! જો હવા જેવું હોય તે કહે વાર નહિ લગાડ ?

**વીરરત્ન**—તમારા હાથમાં જે સમશેર છે તે એક ક્ષણવાર મ્હારા હાથમાં આપો !

**રાક્ષસ**—(મુખ ફેરવીને) અરે ! આ મનુષ્યને હજી પણ જીવવાની આશા મટતી નથી ને ઉલટો લડાઇ કરવા તૈયાર થાય છે. તે જાણતો નથી કે હું આ દુનિયામાં સર્વોપર છું !

**વીરરત્ન**—જો તું સમશેર આપવા ખુશી ન હોય તો મ્હારો પ્રાણ જલદી લે !

**રાક્ષસ**—શા કારણ મારાથી જાય (તેને કુવામાં હોમવા જાય છે.)

## પ્રકરણ ૭ મું.

રાતનો અમલ ઉતરી રાત અને દીવસની મર્યાદાની વચ્ચેનો વકરારી વખત થયેલો છે. આકાશ ઘણું સ્વચ્છ અને નિર્મળ દેખાય છે, અરૂણ પોતાની સોનાની કુચી વડે પોતાનો મોટો માર્ગ ઉઘાડતો માલમ પડે છે અને સુતી દુનિયા સર્વને કામે લગાડવા સુચના કરે છે, સર્વનારાયણ રથમાં બેસી પોતાનું કોમળ મુખારવિંદ દર્શાવતો દર્શાવતો ચાલ્યો આવે છે, ભમરાઓ કમળની આસપાસ ફરી ગુંજન ગુંજ કરે છે ચંપો, ચંપેલી, સેવતી ગુલાબ, જુઇ, મોગરો વગેરે ફુલોમાંથી મકરંદ સુગંધીમય શિતળ વાયુ વાય છે, કુકડા પોતાની નોબત બજાવે છે, દેવમંદીર વગેરેમાં આરતીઓ થવા લાગી છે, ભક્તિજનક માણસો સંધ્યા, સ્નાન કરવા લાગ્યા છે, પક્ષીઓ પોતાના મા-

ળામાંથી આમતેમ ફરતાં જણાય છે, સૂર્ય પોતાના કિરણો વધારતો વધારતો ધીમે ધીમે ઉંચો આવે જાય છે. આવો સમય થયો એટલે વીરરત્ન પુરૂષની સ્ત્રી કે જે પોતાના પતિનું મુખ દર્શન થયા શીવાય અન્ન પણ લેતી નહિ, આવી જે તરૂણી-કોમળ સ્ત્રી પોતાના પલંગમાંથી ઉઠી આમતેમ જુવે છે તો તેના પતિને કોઇ સ્થળે જોયા નહિ, એટલે વ્યાકુળવ્યાકુળ થઇ બાવરી બની નીચે ઉતરી પોતાના પિતા તુલ્ય સસરા તથા માતા તુલ્ય સાસુ એમને કહેવા લાગી. આજે કુમાર પ્રાતઃકાળમાં ઉઠી કયાં ચાલ્યા ગયા છે તેની આપને ખબર છે ? તેના પિતાએ કહ્યું; ના, અમને કાંઇ ખબર નથી, પરંતુ વખતે શિકારની ખબર એકાએક આવવાથી ગયા હોય તો કોણ જાણે ? તે સાંભળી બોલી-ઉભા રહો હું જોઉં વારૂ ! તેમનો શિકારી ડ્રેસ છે કે નહિ ? તેમ કહી તે પવિત્ર સ્ત્રી જ્યાં પોતાના પતિનો શિકારી ડ્રેસ રહેતો હતો ત્યાં ગઇ અને ડ્રેસ પડેલો જોઇ વિચાર કરવા લાગી. જો શિકાર અગર બીજા કોઇ સ્થળે ગયા હશે તો હમણાં ઘડી બે ઘડીમાં આવશે કહી વિચારમાં દીગ થઇ ગઇ.

જુજ વખત વ્યતીત થતા વિચાર્યું કે હજી સુધી મ્હારા પતિ આવ્યા નહિ તેથી પોતે તેની શોધ માટે નીકળવા તૈયાર થઇ અને પોતાને પોતાના પતિનું મુખ દર્શન થયા સિવાય અન્ન પાણી લેવાનો જે પ્રતિબંધ હતો તે છોડી દીધો, એટલે તેના સાસુ સસરાએ તેને ઘણી રીતે સમજાવવા માંડ્યું, અને કહ્યું કે, આપણા સ્વારોને ચારે દિશાએ તપાસ કરવા મોકલીએ છીએ, તમે શા માટે અધીરાં થાઓ છો ! આવાં કરૂણાદાયક વચન સાંભળી તેણીને જરા વિશ્રાંતિ થઇ તેથી તેના સસરાએ પોતાના સ્વારોને બોલાવી હુકમ કર્યો કે આપણા રાજકુમાર ગઈ રાતથી કંઇ ચાલ્યા ગયા છે માટે તેમની સત્વરે તપાસ કરી લાવો ?

આ પ્રમાણે પોતાના માલીકનો હુકમ થતાંજ નીમકહલાલ નોકરો રજા લઇ ચાલવા લાગ્યા. ભયાનક જંગલમાં જઇ પૂર્ણ રીતે તપાસ કરતા પોતાના અન્નદાતાનો કોઇ પણ ઠેકાણે પત્તો નહિ લાગવાથી પોતે નિરાશ અને ફીકરમંદ થઇ પાછા આવ્યા. વીરરત્નનો કોઇ પણ ઠેકાણે પત્તો લાગ્યો નહિ. આવા શબ્દો સ્વારોના મુખમાંથી નીકળતા સાંભળી તે સ્ત્રીએ પોતાના પતિના સુશોભિત શયન ભુવનમાં જઈ તેના સ્વામીનાં જરીનાં વસ્ત્રો તથા તેની પ્રિય તલવાર લઇ પોતાના પતિને બેસવાનો અશ્વ મંગાવી તે ઉપર સ્વાર થઇ પ્રીય પતિની શોધમાં ચાલી, ચાલતાં ચાલતાં ઘણી મુસાફરીના શ્રમથી થાકી જવાથી પોતાના અશ્વને થોડી વિશ્રાન્તી આપવાનો વિચાર કરી એક મોટા વૃક્ષ નીચે અશ્વ બાંધી બેઠી. ત્યાં પોતાનુ ડાબુ અંગ ફરકવા લાગવાથી તેના મનમાં તર્કવિતર્ક થવા લાગ્યા અને કહેવા લાગી કે; હે ઇશ્વર! ત્હારી ગતી ગહન છે તને કોઇ કળી શકતું નથી તુ પળમાં રંકને રાય અને રાયને રંક કરવા સમર્થ છે તેથી ત્હારૂં વર્ણન હુ જેટલું કરૂં તેટલુ ઓછુ છે. હે કરૂણાસીંધુ!!! આ વખતે તુ મને સહાય થશે? ત્હારા શિવાય મારે કોઇનો આધાર નથી જેમાં ગણુ તેમાં અત્યારે તુજ છે.

## શ્લોક.

**त्वमेव माता च पिता त्वमेव. त्वमेव बन्धु च सखा त्वमेव,**
**त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव शरणं मम देवदेव.**

શ્લોક બોલી જરા આડાં થઇ વિશ્રાન્તિ લેવા અર્થે ઘોડા ઉપર નાંખેલો ઘાસીઓ ઉતારી વૃક્ષ નિચે જમીન ઉપર પાથરી તે ઉપર જરા આડી થઇ. વળી એકાએક મનમાં વિચાર આવવાથી ઉભી

થઇ પાછો ઘોડા ઉપર ચાગીઓ નાખી તે પર સ્વાર થઇ ધીમે ધીમે આગળ ચાલી રસ્તામાં એકાએક ઓગીનો પહાડ ઉપરથી પત્થર પડવાના લીધે ઘોડો ચમકવાથી તે જમીન પર પડી આ વખતે તેનામા પોતે કેવી સ્થિતિમા પડી છે તેનુ પણ ભાન રહ્યુ નહિ, ઘોડો ત્યાંથી થોડે દૂર જઇ ઉભો અને પોતાના માલીકને પોતાની પીઠપર બેઠેલો ન જોવાથી અશ્વ બાવરો બની આમતેમ પોતાના માલીકને જાણે નીહાળતો ન હોય એમ ચારે બાજુ ઉંચુ મોઢુ કરી જોવા લાગ્યો. આમ તેમ ફરતા ફરતા પોતાનો માલિક જે ઠેકાણે પડયો હતો તે જગ્યાએ પાછો ફરી આવ્યો અને પોતાના ધણીને જમીન ઉપર પડેલો જોઇ જાણે પોતે મહા ભયંકર સ્થિતિમા આવી ગયો હોય એમ બની ગયો, થોડીવાર સ્થીર થઇને ઉભો રહ્યો. વળી તેના મનને વિચાર આવવાથી પોતાની ગરદન ઉપરની લગામ કે જે પોતાનો માલીક તેના ઉપર બેસી હાથમા ઝાલતો હતો તે લગામ ગળામાથી મોં ઉંચુ નીચુ કરી કાઢી નાખી અને પોતાના માલીકના પગનીચે પોતાના મોઢાવતી ચાલી મોઢુ ઉંચુ નીચુ કરવા લાગ્યો. તેમ ખુંખારવા લાગ્યો જાણે કોઇ રીતે પોતાનો માલીક જાગૃત સ્થિતિમા આવી જાય. આ બનાવ એક જંગલી ભીલ થોડે દૂર ઉભો જોતો હતો અને તરત પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે અહો પ્રાણી પણ પોતાના માલીકો બચાવવા તથા જાગૃત કરવા માટે કેવા પ્રયત્ન કરે છે? ધન્ય છે! એવા જનાવરોને કે જે પોતાનો માલીક આવી સ્થિતિમા પડેલો છે છતા તેને મુકી જરા ખસતો નથી.

આમ બોલી પેલો ભીલ તે ઘોડાની તથા તરુણ પુરુષની પાસે આવ્યો અને તેનુ માથુ પોતાના ખોળામાં લઇ તેના મોઢા ઉપર જરા પાણી છાંટી તેને સાવધ કર્યો. તરુણ પુરુષ જરા સાવધ થયો એટલે

એકદમ ઝબકી બેઠો થયો અને ત્યાં ઉભેલા ભીલને જોઇ કહેવા લાગ્યો, ભાઇ ! તમે આ વિકાળ જંગલમાં એકલા શા માટે ફરો છો !

**ભીલ**—મહેરબાન ! અમે તો આ જંગલના રહેવાશી છીએ અને અમારા બાપદાદાના બાપદાદા પણ આ જંગલને મંગળ માની રહેતા હતા, તેથી હું પણ તેમની માફક ઝુંપડી બાંધી રહું છું. પણ આપ કોણ છો, અને અહિં શા માટે જંગલમાં એકલા આવ્યા છો, તેનું કારણ જો મને કહેવામાં હરકત ના હોય તો જણાવશો ?

**તરૂણપુરૂષ**—હું એક મહા પાપી–અને કમનશીબવાન અભાગી છું, કારણ મારો વહાલો મિત્ર તજ્યો છે ? કોણ જાણે તે કઇ દિશાએ ગયા તેની શોધ લેવાને માટે હું જંગલમાં ફરૂં છું પરંતુ અદ્યાપિ તેમનો પત્તો નથી માટે હે ભાઇ જો તમારા જાણવામાં હોય તો તેમની મને ભાળ બતાવો તો હું આપનો જન્મ પર્યંત આભાર ભુલીશ નહિ ?

**ભીલ**—ભાઇ ! અત્યારે તો હવે દિવસ થોડો રહ્યો છે એટલે આપ મ્હારી સાથે મ્હારે સ્થાને ચાલો, ત્યાં રાત રહી પ્રાતઃકાળે આપ અને હું બંને તેમની શોધમાં જઇશું ! આપ જરા પણ ચિંતા કરશો નહિ ?

**તરૂણ**—તમારી ઝુંપડી અહિંથી કેટલી દુર છે ?

**ભીલ**—અહિં નજીકમાંજ છે.

એ પ્રમાણે વાતચીત કરતા તે ભીલ તથા તરૂણ પુરૂષ પોતાના જાનપ્રિય અશ્વને લઇ ઝુંપડી ભણી ચાલ્યા. ભીલ ભીમાએ તેમને બેસવાને સારી રીતે બિછાત કરી આપી. પીવાને માટે જળ લાવ્યો અને ખાવાને માટે વનમાં જઇ થોડાં ફળ લાવી રજુ કર્યાં.

આવી રીતનો જંગલવાસીનો વિવેક જોઇ તરૂણ પુરૂષ મનમાં જરા આનંદ માની કહેવા લાગ્યો–હે ઇશ્વર ! ત્હારી કેવી દયા છે જેને તું ઉગારનાર છે તેને આ દુનીયામાં કોઇ મારનાર નથી ? આહાહા ! ! ! એક વખત વિચાર કરી જોઉં છું તો દુઃખનો પાર નથી, બીજી બાજુ વિચાર કરૂં છું તો ત્હારી દયાનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે, આવી રીતે કલ્પના કરતા કરતાં ઘણા શ્રમને લીધે નિદ્રાવશ થયા. ભીમો પણ પોતાના જીવની માફક અશ્વ તથા તેને સંભાળી પોતે પણ તેની પાસે જરા આડો થયો.

બન્ને જણાપર નિદ્રાદેવીએ બરોબર વાસ કર્યો, એટલામાં એક વિશાળ સિંહ ગર્જના કરતો ફલગપર ફલંગ મારતો પોતાની બોડ-માંથી બહાર આવ્યો, આવતાં બરોબર તેની દૃષ્ટિએ ઘોડો તથા તેની પાસે સુતેલા માણસ માલૂમ પડ્યાં. આથી તે પોતાના મનમાં આનંદ માનતો તે તરફ આવવા લાગ્યો. નજીક આવી પોતાના વિકાળ સ્વરથી એવી ગર્જના કરી કે નિંદ્રાધીન તરૂણ પુરૂષ તથા ભીમો બને એકાએક જાગૃત થઇ ઉભાં થતાંજ સિંહ નજીક આવી પહોંચ્યો, પરંતુ ઇશ્વર કૃપાથી ભીમો તે તરૂણ પુરૂષને પોતાની બાથમાં ઘાલી નજીકના મોટા વૃક્ષ ઉપર ચડી ગયો, તેથી સિંહ નાઇલાજે ત્યાંથી નીકળી જ્યા અશ્વ ઉભો હતો ત્યાં આવ્યો, અને અશ્વના પગને પોતાના મ્હોંમાં ઘાલી ઘસડતો ઘસડતો થોડે દૂર લઇ ગયો. આ વખતે તરૂણ પુરૂષે પોતાની કમ્મરમાં બે નારી તમંચો ભરેલો હતો તે તેણે સિંહના ઉપર ચલાવ્યો, પરંતુ તેમાં કાંઇ વળ્યું નહિ. સિંહ ઘોડાને ત્યાંથી આગળ લઇ જાય છે એવામાં મહુધા નગરીના રાજાનો પાટવી કુંવર પોતાના પિતાના તિરસ્કારથી જંગલમાં આમતેમ ભમતો હતો તેથી તેની દૃષ્ટિએ આ સિંહ અને અશ્વ પડ્યા. તે જોઇ વીચાર કરવા લાગ્યો.

આ કોઇ રાજ દરબારી અશ્વ હોય એમ જણાય છે, અને આ સિંહ તેના માલીકને મારી નાંખી તેને આટલા સુધી ઘસેડી લાવ્યો છે. હજી તે જીવતો હોય એમ જણાય છે, કોઇ પણ પ્રાણીને નિર્દોષપણે હણતાં તેનો જીવ બચાવવો એ ક્ષત્રિયકુળનો ધર્મ છે, એમ સંકલ્પ કરી પોતાની કમ્મરમાં જે તલવાર હતી તેની મુઠ ઉપર હાથ નાંખી તલવાર મ્યાનમાંથી બહાર કાઢી કહેવા લાગ્યો.

દુષ્ટ તું આ બિચારા નિરઅપરાધી પ્રાણીને લઇ જાય છે, તેથી ત્હારૂં પરાક્રમ કહેવાય નહિ? પરંતુ જો ત્હારે ત્હારૂં પરાક્રમ બતાવવું હોય તો તેને છોડી દઇ મ્હારા સામો આવ? એમ કહી ઊંચે સ્વરે બોલી તલવાર બરોબર હસ્તમાં સાવધતાથી પકડી સિંહ તરફ ધસ્યો. સિંહ આમ એકાએક માણસને પોતાની તરફ આવતો જોઇ મુખમાંથી અશ્વના પગ છોડી દઇ મોટી ગર્જના કરતો તે રાજકુમાર તરફ ધસ્યો. જેવો નજીક આવે છે તેવોજ આ રાજકુમારે તેના માથામાં એક તલવારનો ઘા કર્યો, આથી સિંહ જરા પાછો પડ્યો તો ખરો, પરંતુ રાજકુમારની તલવારના બે ટુકડા થઇ ગયા તેથી રાજકુમાર જરા ગભરાયો પરંતુ ક્ષત્રિય પુત્ર છું, વળી પરમાર્થ કરવાનો છે, તેથી મ્હારો જીવ જશે તો બહેતર છે, કહી પોતાની કમ્મરમાં એક નાની કટાર હતી તે કાઢી સિંહના સામો થયો. સિંહે તેને એક પંજો મારી જમીન દોસ્ત કરી નાખ્યો, પરંતુ આ એક ક્ષત્રિય શૂરવીર હતો એટલે એકદમ ઉભો થઇ ફરી સિંહના સામો દોડ્યો. આથી સિંહ ઘણોજ ચીડાઇ એવા જોસથી તેના ઉપર ધસી આવ્યો કે જાણે એકી વખતે તેના પ્રાણ લેશે.

આ રાજકુમાર ઘણો ચતુર અને તિક્ષણ બુદ્ધિવાળો હતો, તેને સિંહને આવતાં બરાબર પોતાનો કટાર તેના મ્હોમાં ઘાલી

એવો આંચકો કટારને માર્યો કે કટાર ઠેઠ પુછડા સુધી ઉતરી ગઈ તેથી સિંહ જમીનદોસ્ત થઇ મરણ પામ્યો. ત્યાર પછી રાજકુમાર ત્યાંથી નીકળી જ્યાં અશ્વ પડ્યો હતો ત્યાં ગયો, અને અશ્વને ત્યાંથી ધીમે ધીમે હાકી વૃક્ષ નીચે લાવ્યો ને ત્યાં બાંધી તેને માટે થોડો ચારો લાવી નાખ્યો તે ખાધો અને થોડું પાણી પાયું તેથી અશ્વ જરા ટટાર થયો.

અશ્વ ટટાર થયો એટલે તેના ઉપર બરોબર સામાન માંડી તે ઉપર સ્વાર થઇ જ્યાં પોતાનું પ્રથમનું રહેવાનું ઠેકાણું હતું ત્યાં લઇ ગયો.

---

## પ્રકરણ ૮ મું.

જે વૃક્ષ ઉપર ભામા તથા તરૂણ પુરૂષ ચઢી ગયા હતાં તે સિંહના ગયા પછી નીચે ઉતરવા લાગ્યા વૃક્ષની ડાળી પાતળી હોવાથી અને તેના પર અતિ ભાર આવવાથી જે ડાળી ઉપર ભામા ઉભા હતો તે ડાળી ભાગી જમીન પર પડી, તેની સાથે ભામા પણ પડ્યો તેથી તરૂણ પુરૂષ ઘણોજ ગભરાયો અને નીચે ઉતરી આમ તેમ જુવે છે તો ભામા ક્યાં જઇ પડ્યો તેની તેને ખબર પડી નહિ. અને પોતાના અશ્વને સિંહ લઇ ગયો તેથી તે બેશુદ્ધ થઇ જમીન પર પડ્યો. થોડી વારે ઉભો થઇ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતા મોટા વૃક્ષ નજરે પડે તેને ભેટી પડે. મુખથી અશ્વ અને પ્યારાના નામનો ઉચ્ચાર કરતી કરતી ચાલી જાય છે, પોતાના દેહનું પણ જેને આ વખતે બીલકુલ ભાન નથી, હું ક્યાં જાઉં છું અને અહિ શું કરવા આવી છુ. તેની શુદ્ધ ભુલી ગઇ જેને ખાવાનું કે પીવાનુ પણ ભાન રહ્યું નહિ, ખુલ્લા ચર્ણને લીધે મોટા મોટા બાવળ

વિગેરે કંટક વૃક્ષની સુળો વાગે છે, તેનું પણ ભાન નથી. માર્ગમાં વૃક્ષને પુછે છે–અરે ! હે ! વૃક્ષ જો તું મ્હારો પતિ અને અશ્વને બતાવીશ તો હું ત્હારો આભાર ભુલીશ નહિ. વૃક્ષે જવાબ ન દેવાથી તે મધુર સ્વરથી એવું તો રૂદન કરવા લાગી કે તે જોઇ પવન પોતાને દયા આવવાથી શાન્ત થઇ ગયો, પક્ષિઓ પણ વનમાં એકાગૃહ થઇ ગયા. મહા ક્રુર અને ભયંકર પ્રાણીઓ પણ વનમાં આવો દયાજનક વિલાપ સાંભળી દીગ બની ગયાં, તો પછી મનુષ્ય જાત બને તેમાં નવાઇ શું ?

તેવી ને તેવી સ્થિતિમાં તે અમની એમ ચાલ્યાં કરે છે, વાઘ, વરૂ, રીંછ, સર્પ હાથી વિગેરે જેવાં ક્રુર જનાવરોનો પણ ભય નહિ રાખતાં ઘડીમાં મુખેથી પતિ તો ઘડીમાં અશ્વ અશ્વ કરતી આમતેમ લડથડીયાં ખાતી ઝુરતી વનમાં ભમ્યા કરતી હતી. રસ્તે ચાલતાં માર્ગમાં મોટો જંગલી ઝેરી સર્પ પડેલો હતો, તે દૃષ્ટિએ નહિ પડવાના લીધે તેના પર તેનો ચર્ણ પડવાથી તે સર્પે તુર્ત તેને દંશ કર્યો. દંશ કરતાંની સાથે જ હે પતિ ! એમ કહી જમીનપર પડી, આમતેમ તરફડીયાં મારતી હતી એટલામાં એક તપસ્વિ યોગેશ્વર જેની જટા પગની પાની સુધી લાંબી લટકતી અને હાથના નખ વધવાથી કોચલાની મીસાલે વળી ગયા હતા, જેના નેત્રની પાપણો વેંત વેંત લાંબી લાંબી માલુમ પડતી હતી. અંગ ઉપર ભગવી કફની ધારણ કરેલી દૃષ્ટિમય થતી હતી, એક હાથમાં પવન પાવડી ઝાલેલી અને બીજા હાથમાં પાણીથી ભરેલું કમંડળ હતું, બગલમાં જુની અને જરા ફાટી ગએલી ઝોળી હતી, અને જેનું આખું શરીર ભસ્મથી લીંપાએલું હતું, તેવા સાક્ષાત્ પરમાત્માના પદને ધારણ કરનાર કોઇ મહાત્મા શ્રીરામનો ઉચ્ચાર કરતા જ્યાં વિજયસિંહ પડેલો હતો ત્યાં આવી પહોંચ્યા.

વિજયસિંહને જોઇ મહાત્મા મનમાં વિચાર કરવા લાગ્યા કે આ કોઇ રાજકુમાર છતાં દુઃખ પડવાથી જંગલમાં આવતો રહ્યો છે અને આ સ્થળે તેને સર્પદંશ થવાથી તે બિચારો અત્યારે આ સ્થિતિ ભોગવે છે.

હે ઇશ્વર ! ત્હારી ગતિ ગહન છે, આ બિચારો કોઇ રાજપુત્ર દુ.ખ પડવાથી વનમાં આવ્યો, છતાં વનમાં પણ સર્પદંશ થયો.

એ પ્રમાણે શોચ કરતાં રાજકુમાર સામી ફરી દષ્ટિ કરતાં તેને પ્રથમની માફક જ જમીન ઉપર પગ પછાડતો તથા મ્હારા પતિ અને મ્હારો અશ્વ એમ બોલતો જોઇ તે કરૂણાજનક મહાત્માને દયા ઉત્પન્ન થવાથી તેણે તે રાજકુમારને કરડેલો સર્પ ઉતારવાનો વિચાર કરી હાથમાંથી કમડળ તથા પવનપાવડી જમીનપર મુકી તે રાજકુમારનો પગ હાથમાં લઇ ત્રણ વખત મંત્ર ભણી પાણી છાંટ્યું એટલે જે સર્પ કરડેલો હતો તે ત્યા આવી રજુ થયો. તેને મહાત્માએ કહ્યું હે દુષ્ટ ! તું આ બિચારા નિરપરાધિ મનુષ્યને શા માટે કરડ્યો છે ? તુ તારૂ ઝેર પાછું ચુસી લે.

મહાત્માના વચનથી સર્પે પોતાનુ ઝેર પાછું ચુસી લીધુ તેથી હવે સર્પ ઉતરશે એમ જાણી મહાત્મા ત્યાંથી ચાલ્યા ગયા. વિજયસિંહ જેમ નિદ્રાદેવીને શરણ થયો હોય અને પછીથી નિંદ્રાદેવીએ તેના ઉપરથી પોતાની સત્તા ઉઠાવી લીધાથી નિદ્રામાંથી જાગૃત થાય તેવી રીતે આળસ ખાઇ બેઠો થયો. બેઠો થતાં જ ચારે દિશા તરફ જોવા લાગ્યો, પણ તેને કાંઇ માલુમ પડ્યું નહિ, પણ થોડે દુર મહાત્મા પોતાની પવનપાવડી મુકેલી ભુલી ગયા હતા તે તેની દષ્ટિએ પડી.

આથી તેના મનને એટલો તો નિશ્ચય થયો કે અહીં કોઇ મહાત્મા આવવા જોઇએ, કારણ તેમના વિના પવનપાવડી ક્યાંથી

હોય ? વખતે પવનપાવડી મુકી તે સ્નાન કરવા ગયા હશે તો હમણાં આવશે, એમ વિચાર કરતો બેઠો, પરંતુ મહાત્મા આવ્યા નહિ તેથી પોતે ત્યાં પડેલી પવનપાવડી હાથમાં ઝાલી મહાત્માને ખોળતો ફરવા લાગ્યો. ફરતાં ફરતાં વિચાર થવાથી મહાત્માના પગલે પગલે આગળ ચાલ્યો. કેટલેક દુર ગયો એટલે મહાત્મા તેના જોવામાં આવ્યા. તેથી ત્યાં જઇ મહાત્માના ચર્ણે નમ્યો. મહાત્માએ સમાધિ ચડાવેલી હોવાથી તેઓએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ, તેથી ત્યાં નિશ્ચિંતપણે બેઠો.

મહાત્માની સમાધિ ઉતરી એટલે તેમણે રાજપુત્ર સામું જોયું ને કહેવા લાગ્યા. રાજકુમાર તમે કોમળ છતાં આ કષ્ટમાં આવવાનું કારણ શું, તે જણાવવા હરકત ના હોય તો કહેશો ? મહાત્માના મુખમાંથી નીકળતાં આનંદમય વાક્યો સાંભળી રાજકુમારને ઘણો જ આનંદ પ્રાપ્ત થયો અને કહેવા લાગ્યો કે હે મહાત્મા! હું એક દુઃખી માણસ છું, અને મ્હારો જે જીવનઆધાર મિત્ર છે તે આજ કેટલાક દીવસથી ગુમ થએલો છે, જેથી તેમને શોધવા માટે આ જંગલમાં આવ્યો છું. હે મુનિશ્વર ! આપ ત્રિકાળજ્ઞાનને જાણનાર છો, જેથી આપ મને કોઇ પણ માર્ગ બતાવી આભારી કરશો એમ આપના લઘુદાસની વિનંતી છે. વિગેરે અનેક વાક્યોથી સ્તુતિ કરતો મુનિશ્વરના જોવામાં આવ્યો, તેથી તેમણે તે રાજકુમારને કહ્યું કે તુ હાલ મ્હારી પાસે રહે, હુ ત્હારા મિત્રની ખબર તને આપીશ. આવાં મધુર વાક્ય સાંભળી રાજકુમાર ઘણો જ આનંદ પામ્યો ને વિચાર કરવા લાગ્યો કે આ કોઇ ખરેખર દેવંશી મહાત્મા છે, એટલે વખતે ત્રિકાળજ્ઞાની હશે, તેથી તે સર્વ વાત જાણતા પણ હશે, માટે તેમની સાથે રહેવા આગ્રહ બતાવ્યાથી તે તથા મુનિશ્વર પોતાના સ્થાનકે ગયા.



## પ્રકરણ ૯ મું.

બીમો વનમા રહેનારો અને હાલ જે વૃક્ષની નીચે પડનાર બીજા પહાડની નીચેની તળેટીમાં જઇ પડવાથી તેના તો હોસજ ઉડી ગયા, અને પત્થરની સાથે એવો તો ગભડાયો કે મરણતુલ્ય બની ગયો. આવી સ્થિતિમાં બામો જ્યાં પડેલો છે, ત્યાં પાટવી કુમાર કેસરીસિહનો પિતા રણમલ પોતાના પુત્ર દેશવટે જવાથી, તેની પાછળ કેટલુંક સૈન્ય લઇ તેની શોધમાં જંગલમા ફરતાં આ ભયાનક જંગલમાં આવી પહોંચ્યા. રસ્તામાં ઘોડા પુરજોસથી ચાલ્યા જતા હતા. તેવામાં એક ઘોડેસ્વારે પેલા બામાને દુરથી પત્થરની તળેટીમાં પડેલા જોવાથી તેને મોઢેથી બુમ મારી બીજા સ્વારોને તથા પોતાના રાજાને ઉભા રહેવા કહ્યું, જેથી તે સ્વારો પાછા ફરી ઉભા રહ્યા, એટલે રાજાના મનને પોતાનો પુત્ર ત્યાં હશે, એમ જાણી અતિ હર્ષ પામતો તે પણ પુરજોસથી જ્યા પોતાના સ્વારો થોભ્યા હતા, તે ઠેકાણે આવી પહોંચ્યો. જુએ છે તો તેણે પોતાના પુત્રને ન જોતા ભયકર સ્થિતિમા ભૂમિ ઉપર પડેલો બામો તેની નજરે પડ્યો. આથી તેના મનને તર્કવિતર્ક થવા લાગ્યા. અને મુખથી કહેવા લાગ્યો—આ શું ? આ અઘોર વનમાં એક મનુષ્યજાતિ કોણ, અને શા માટે પડ્યો હશે ? વખતે આ વનનો રક્ષક તો નહિ હોય ? ભૂત, પિશાચ, ડાકણી કે એવા બીજા કોઈ પ્રેતનો આગેવાન તો નહિ હોય ? એમ મનમા વિચાર થયા છતા, પણ નહિ ડરતાં પોતાના અશ્વને આગળ કર્યો, તેની પાસે જઈ પોતાની સમશેર હાથમા પકડી નીચે ઉતરી જોવા લાગ્યો. તે મનુષ્યજાત લાગવાથી તેને પાણી વિગેરે છાંટી શુદ્ધિમા લાવવા પ્રયત્ન કર્યો, જરા શુદ્ધિમાં આવ્યાથી બીમો એકદમ ઝબકી બેઠો થયો. ને વીરક્ષત્રિય તું ક્યાં ગયો, કહી ઉભો થયો. બામાના મોંઢેથી વીરક્ષત્રિયનું

નામ સાંભળી રાજાને આશ્ચર્ય લાગ્યું, જેથી તેને પુછ્યું. તમે કોણ છો? અને વળી તમે ઉભા થઇ વીરક્ષત્રિય ક્યાં ગયો, એમ બોલ્યા તે વીરક્ષત્રિય કોણ હતો? ને તે ક્યાં ગયો, તે હકીકત મને મહેરબાની કરી કહેશો?

**ભીમો**—હે રાજન્! તે વીરક્ષત્રિય કોણ હતો તેની મને પણ ખબર નથી, પરંતુ એક વખત હું વનમાં ફરતો હતો, અને તે વીરક્ષત્રિય જમીનદોસ્ત થઇ પડ્યો હતો, અને પોતાનો બેસવાનો અશ્વ તેની આજુબાજુ ફરતો હતો, તેની તેવી દુઃખી સ્થિતિમાં જોઇ હુ મ્હારી સાથે મ્હારી ઝુંપડીએ તેડી લાવ્યો. મ્હારાથી થઇ તે પ્રમાણે મ્હે ત્હેની બરદાસ રાખી, પછી જ્યારે રાત્રિનો સમય થયો એટલે હું તથા વીરક્ષત્રિય બન્ને અશ્વને પાસે બાંધી સુઇ ગયા હતા. એવામાં એક સિંહ મોટી ગર્જના કરતો અમારી ભણી આવતો હતો, પરંતુ તેની ગર્જના સાંભળતાં હું વીરક્ષત્રિયને લઇ નજીકના વૃક્ષ ઉપર ચડી ગયો, છતાં સિંહ અમારા વૃક્ષ નીચે આવી અમને મારવા માટે બહુ મહેનત કરી, પરંતુ તેનુ કાઇ નહિ વળવાથી આખર તે ઘોડાને લઇ ગયો. પછી હું અને મ્હારી સાથેના વીરક્ષત્રિય વૃક્ષ ઉપરથી નીચે ઉતરતા હતા. એવામાં એક ડાળી ભાગવાથી હુ જમીનપર પડી જવાથી આ ક્ષીણની તળેટીમા આવી પડ્યો છું અને વીરક્ષત્રિય કઇ દિશાએ ગયો, તેની મને ખબર નથી.

આ પ્રમાણે ભીમાનાં વાક્યો સાંભળી રાજા રણમલના મનને નક્કી થયું કે જરૂર એ મ્હારો કુમાર કેશરીસિંહ હોવો જોઇએ. એમ વિચાર કરી કહ્યું–ભાઇ! તમે એનુ નામ જાણો છો?

**ભીમો**—ના ? તેના નામની મને ખબર નથી, પરંતુ નજરે જોવામાં આવે તો ઓળખું.

**રણમલ**—ભાઈ! તેની મને ખબર હોત તો હુ તને શા માટે પુછત ?

**ભીમો**—રાજન્! આપ કોણ છો અને અહી શા માટે આવ્યા છો ?

**રણમલ**—હું મહુધાનગરીનો રાજા છુ ને મ્હારૂ નામ રણમલ છે.

**ભીમો**—તમે આ જંગલમા શા માટે ફરો છો ?

**રણમલ**—મ્હારા પુત્રને મ્હેં ઠપકો આપ્યો હતો, તેથી તે જંગલમાં નીકળી આવ્યો છે. કોણ જાણે કઈ દિશાએ ગયો તેની ખબર નથી, તેથી હું જંગલો જંગલ તેની શોધ કરવા ફરૂ છું.

**ભીમો**—મહારાજ! આપ જંગલમાં તપાસ આગળ કરો, જો આ તરફ આવશે તો હું તેને અહીં રોકી આપને ખબર આપીશ.

**રણમલ**—ભાઇ! હું કઇ દિશાએ જઇશ તેની મને પોતાને જ ખબર નથી, તો પછી આપ મને કેવી રીતે એ શુભ ખબર આપશો ?

**ભીમો**—જો આપના રાજપુત્ર મને મળશે તો હું જરૂર આપને મળીશ, અગર તેમને સમજાવી રાજ્યધાનીમાં લઇ જઇશ.

**રણમલ**—બહુ સારૂ ભાઈ! જો આપ મ્હારૂં એટલું કામ કરશો તો હું આપનો કદી ઉપકાર ભુલીશ નહિ.

**ભીમો**—માણસ માણસને મદદ ન કરે તો પછી બીજું કોણ કરશે ? માટે હે રાજા! તમે આ તરફ નિશ્ચિંત રહો.

**રણમલ**—સાબાશ છે તમારા જેવા ઉદાર મનના માણસને! કે જેમાં પોતાનો કોઇ પણ જાતનો સ્વાર્થ નહિ છતાં પરમાર્થ કામ કરવા કેટલી મહત્તા બતાવો છો ?

**ભીમો**—એ સર્વ વાત આપે કહી તે ઠીક, પરંતુ હું તે રાજકુમારને ઓળખતો નથી, તેના માટે શું થશે ?

**રણુમલ**—તે શરીરે ઊંચો, પાતળો, મ્હોં ગોળ ને વાળ જરા ભુરા છે, તેમ જ તેના જમણા પેટના પડખામાં તલવાર વાગ્યાનો ઘા છે, એ મોટી નિશાની છે.

**ભીમો**—એવા કોમળ બાળકને તલવારનો ઘા શી રીતે પડ્યો હશે ?

**રણુમલ**—તેને બાળપણથીજ તલવાર ખેલવાની બહુ આદત હતી તેથી એક વખતે હાથમાંથી તલવાર છુટી જવાથી તેના પડખામાં વાગી છે.

**ભીમો**—ત્યારે તો તલવાર ચલાવવામાં હોશીયાર હશે કેમ ?

**રણુમલ**—એના તે બાબતનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. હે ભાઇ ! ! જો તે આ તરફ આવે તો તેને ગમે તેવી યુક્તિ-પ્રયુક્તિ વાપરી મારી રાજધાની ભેગો કરજો. ( કહી જાય છે. )

**ભીમો**—( એકલો મનમાં આહા ! ! ! જ્યારે એ કુંવરને એના બાપે ઠપકો આપ્યો તે ઉપરથી તે દેશ છોડી નીકળી આવ્યો હશે ! તો પછી તેનામાં કેટલું શુરત્વ હોવું જોઇએ ? કહી પોતાની ઝુંપડી ભણી ચાલ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

**વિજયસિંહ**—મુનિશ્વર ! આજકાલ મને આપની પાસે રહે પંદર દિવસ થવા આવ્યા છે, પરંતુ અદ્યાપિ પર્યંત મ્હારા મિત્રનો કોઇ પણ ઠેકાણે પત્તો લાગ્યો નહિ માટે મ્હારા ગરીબ સેવક ઉપર કૃપા કરી તેની ભાળ બતાવો ?

**મુનિશ્વર**—વિજયસિંહ ! જરા ધીરજ ધરો ! ઉતાવળ કરવાથી કોઇ પણ કામનું પરિણામ સારૂં આવતું નથી માટે શાન્ત થાઓ.

**વિજયસિંહ**—મહારાજ ! જ્યારે આપના જેવા પવિત્ર મહાત્માનાં પરિપૂર્ણ દર્શન થયા છતાં જ્યારે મ્હારૂં દુઃખ નિવારણ ન થાય એ ઘણુ આશ્ચર્યકારક છે.

**મુનિશ્વર**—ભાઇ ! હું કાંઇ ઇશ્વર નથી, કાંઇ દેવતા નથી કે ત્હારા મિત્રને મેળવી આપુ, પરંતુ તેં આટલા દિવસ મ્હારી પાસે રહી જે ચાકરી કરી છે તે બદલ હું તને એક ચીજ આપુ છૂ તે સારી રીતે રાખી વાપરીશ તો તારા ભાગ્યનો ઉદય થશે.

**વિજયસિંહ**—મહારાજ ! એવી તે શું ચીજ આપ મને આપશો કે જેથી મ્હારા ભાગ્યનો ઉદય થશે.

**મુનિશ્વર**—મ્હારી પાસે નથી સોનું, નથી જવાહીર, તેમ નથી માણેક, મોતી કે હું તને આપુ, પરંતુ મ્હારી પાસે ફક્ત એક ઇલાજ મ્હારા ગુરુએ આપેલો છે તે ઉપાય આજે હુ તને અતિ પ્રસન્ન થઇ બતાવુ છું તે સાંભળ ?

**વિજયસિંહ**—મહારાજ ! ઘણી ખુશીની વાત છે. આપ મને ચાહે તે આપશો તોપણ હું સ્વિકારીશ.

**મુનિશ્વર**—મ્હારી પાસે મ્હારા ગુરૂની આપેલી જડીબુટ્રી છે તે હું તને આપુ છું.

**વિજયસિંહ**—પણ તે જડીબુટ્રીનો શો ઉપયોગ કરવો ? તે પણ કૃપા કરી જણાવશો.

**મુનિશ્વર**—આ જડીબુટ્રીમાં ત્રણ ગુણ એવા મોટા રહેલા છે કે ગમે તેવો આંખે આંધળો મનુષ્ય હશે તેની આંખે લગાડવાથી તેના નેત્ર ખુલ્લાં થશે, ઘસીને પાવાથી સ્ત્રી ગર્ભવંતી થશે અને તેનાથી ઉત્પન્ન થએલો પુત્ર મહા પરાક્રમી અને રાજભક્ત થશે. ડાબા હાથમાં તેને પકડવાથી પકડનારને બીજો કોઇ પણ

મનુષ્ય દેખી શકશે નહિ. એવા તે બુટ્ટીમાં ગુણ છે જેથી આ ચીજ હું તને આપું છું તે તું ઘણી ચાલાકીથી વાપરજે.

**વિજયસિંહ**—આહા ! કેવી અજાયબી ચીજ ? હવે ઇશ્વરે મ્હારા ઉપર દયા દૃષ્ટિ કરી હોય એમ આજથી જણાય છે.

**મુનિશ્વર**—વિજયસિંહ ! ઇશ્વર સર્વને સહાય થાય છે, પરંતુ અધર્મીને પ્રથમ જય દેખાડે છે અને પાછળ ખરાબ દશાને પ્રાપ્ત થાય છે. આખરે સત્ય એજ આગળ આવે છે, કહેવત છે કે—“ सत्यमेव जयते ” તે પ્રમાણે તુ ઇશ્વર ઉપર આધાર રાખી ત્હારા મિત્રને શોધવાના માટે જેવી રીતે હિંમતથી નીકળ્યો છે તેવી રીતે જો શોધ ચાલુ રાખીશ તો જરૂર જગતનિયંતા તને સહાય થશે એમ મ્હારી આશિષ છે.

**વિજયસિંહ**—મુનિશ્વર ! આ જંગલમાથી પસાર થવાનો રસ્તો મ્હેં જોયો નથી માટે જો આપ મ્હારા ઉપર કૃપા કરી માર્ગ બતાવો તો સારૂ.

**મુનિશ્વર**—ચાલ હું તને થોડે દુર મુકી જાઉં.

**વિજયસિંહ**—ભલે ! પધારો મહારાજ.

મુનિશ્વર પોતાની ગુફામાંથી બહાર નીકળી વિજયસિંહને ચાલો કહેવાથી વિજયસિંહ ઘણો આનંદમાં પ્રફુલ્લિત થનો મહાત્માએ આપેલી જડીબુટ્ટી લઇ આગળ થયો. ધીમે ધીમે પ્રયાણ કરતાં મુનિશ્વરના મનમાં વિચાર આવ્યો કે આવી રીતે આ બાળક ચાલવાથી હેરાન થઇ જશે, તો બિચારાની શી દશા થશે ? માટે એને અહીંથી મ્હારી પવનપાવડી ઉપર બેસાડી પુષ્પાવતી નગરીમાં ઉતારી મુકું. પછી તેની મેળે નગરમાં જશે, આમ વિચાર કરી વિજયસિંહને પોતાની પવન-પાવડી ઉપર આંખો બંધ કરી બેસવા કહ્યાથી તે પ્રમાણે બેસવા

માંડયું. એ઼ા પછી પવનપાવડી ઉડાવી પુષ્પાવતી નગરીથી થોડે દુર ઉતરવા પવનપાવડીને આજ્ઞા કરી, જેથી ધારેલ ઠેકાણે જઈ પહોંચતાં વિજયસિંહે આંખ એકદમ ઉઘાડીને જોયુ તો મુનિશ્વર કયાં, જંગલ કયાં, અને વળી પોતે એકદમ આટલે દુર કયાંથી તેના વિચારમાં લીન બની ગયો.

આવી સ્થિતિમાં થોડીવાર સુધી થોભી પાછો હુશિયાર થઇ નગર તરફ ચાલ્યો, નગરના દરવાજા અંદર દાખલ થઇ શહેરની રચના નિહાળતો નિહાળતો ધીમે ધીમે ચાલ્યો જાય છે. જુવે છે તો મોટી મોટી હવેલીઓ આસ્માનથી વાતો કરી રહી છે. દેવસ્થાનનાં શિખરો આકાશને મળવા જાણે જતાં ન હોય એમ જણાવા લાગ્યાં. બજારમાં મોટા મોટા વેપારીઓ જુદી જુદી જાતના વેપાર લઇ બેઠેલા છે. સોની સોનું ઘડવામાં, તથા ઝવેરીઓ હીરા, માણેક વિગેરે નંગો જોવા તથા વેચવામા, ગાંધીઓ પોતાનું વસાણુ વેચવામાં, ખભાર પોતાના માલ ઉપર પાણી છાંટી તાજા કરવામાં, કાપડના મોટા મોટા વેપારીઓ જરી તથા મખમલ જેવા ઉમદાં લુગડાંઓ પોતાના ઘરાકોને બતાવવામાં ગુમાસ્તાઓ મશહુર થએલા તથા શેઠીઆઓ ગાદીતકિયે પડેલા, દષ્ટિગોચર થતા હતા, અને રસ્તામા ઘોડાગાડીવાળા એઓ એઓ ચાળા કરતા, અને સઘ્રામવાળા ચાલો ચાલો કરતા પોતાનાં વાહનો ઝપાટાબંધ હાંકતા હતા. આ સઘળા બનાવ વિજયસિંહ ચાલતા ચારે બાજુએ દષ્ટિ કરી જોયાં કરે છે, પરંતુ મનમાંથી પોતાના મિત્રને જરા વિસરતો નથી અને તે કયારે મળશે એમ કહે છે. અરે ઇશ્વર! તું મ્હારા ગરીબ પ્રાણી ઉપર દયા લાવી મ્હારા મિત્રની સાથે મને મેળવ. આવી રીતે પોતાના મનમાં વિચાર કરતો બજારમાં એક ઓટલા ઉપર જઇ બેઠા, જે

ઓટલા ઉપર પોતે બેઠો હતો ને ઓટલો એક ગુણકાના મકાનનો હતો. તેથી ગુણીકા આવી વિજયસિંહને કહેવા લાગી તમે કોણ છો અને અહી મ્હારા મકાન ઉપર શા માટે બેઠા છો ?

**વિજયસિંહ**—બાઇ ! હુ એક વટેમાર્ગુ છું ને અહી આગળ જરી વિશ્રાન્તિ લેવાના વિચારથી બેઠો છુ. જો આપની મરજી અહીં બેસવા દેવાની ના હોય તો હુ અહીંથી ઉઠી બેજે જાઉં ?

ચપાકુવર પોતાના મનમા વિચાર કરવા લાગી કે કહો ન કહો પણ આ કોઈ રાજવશી છે ! માથે દુઃખ પડવાથી ભમતો જણાય છે, તેથી ચાલ હું એને મ્હારા મકાનમાં લઇ જઇ રાતવાસો રાખી તેની શુ હકીકત છે તે પુછી તેની પાસે જે દ્રવ્ય હશે તે લઇ લઉં. એમ કહી ને વિજયસિંહ પ્રત્યે કહેવા લાગી–ભાઇ ! આપ અહી શા માટે બેસી રહ્યા છો, ચાલો મ્હારી સાથે, આ ઘર આપનુંજ છે, આપ ઉપર પધારો, તમને જે જોઇશે તે હુ મ્હારા નોકરની સાથે મગાવી આપીશ, આપ કોઇ વાતે ગભરાશો નહિ ?

**વિજયસિંહ**—બાઇ ! આપ કોણ છો તે જ્યા સુધી મ્હારા જાણવામાં આવશે નહિ ત્યાં સુધી હુ તમારા ઘરમાં પગ પણ દેવાનો નથી, માટે આપ કોણ છો તે પ્રથમ મ્હને જણાવો કે પછી હુ આપની સાથે આવું.

**ચંપાકુંવર**—હું આ નગરીની રહેનાર ગુણીકા છું અને મ્હારૂં નામ ચપાકુંવર છે. હુ આ નગરમા પ્રસિદ્ધ છું.

**વિજયસિંહ**—હે શું તમે ગુણીકા છો ? નહિ ! નહિ ! હું કદી પણ ત્હમારે ત્યાં આવવાનો નથી ? કારણ હું તમારે ત્યાં આવી રહું તો મ્હારી કીર્તિને લાંછન લાગે માટે તમે તમારા ઠેકાણે જાઓ ? ( એમ કહી ત્યાંથી ઉઠી આગળ ચાલતો થયો.

ગુણીકા મનમાં વિચાર કરવા લાગી, આની પાસે દ્રવ્ય હશે જેથી મ્હારૂ ગુણીકા એવુ નામ સાંભળી ચાલતો થયો, પરંતુ હવે મ્હારા નોકરને અજાણ્યો બનાવી તેને બોલાવવા મોકલુ ને મ્હારો સુવાનો બીજો બંગલો છે, ત્યાં તેને સમજાવી તેડી જાય. પછી રાતના નવ દશ વાગે હું ત્યાં જઈશ પછી એટલી રાત્રે તે એકલો કયાં જવાનો છે. આ પ્રમાણે પોતાના નોકરને બોલાવી સવિસ્તર હકીકત કહી, તેથી તેનો નોકર ઝપાટાબંધ પેલા વિજયસિંહની પાછળ ગયો ભેગો થવાથી કહે કે રાજકુમાર તમે અહીં કયાથી અને વળી આવા વેશથી આવવાનુ શું પ્રયોજન છે તે મ્હને જલદી જણાવો ? કારણ મ્હારાથી હવે ધીરજ રહેતી નથી.

**વિજયસિંહ**—તમે કોણ છો તે મને કહો.

**ગુલાબખાં**—ભાઇ ! તમે મને કયાંથી ઓળખો ? જ્યારે તહમારા પિતા અહીં આવતા હતા ત્યારે તમે ન્હાના હતા એટલે અમને શી રીતે ઓળખો ?

વિજયસિંહ અજાણ્યા માણસના આવા માર્મિક વચન સાંભળી તરત ચેતી ગયો ને મનથી કલ્પના કરવા લાગ્યો કે આમાં કાંઇ કપટ છે અને તે મને ફસાવવા ધારે છે, પણ ઉલટો હું તેને ન ફસાવુ તો પછી મને આ નગરમાં આવ્યો કોણ જાણશે ? એ તો શુ પણ કદી એના જેવા બીજા પચાસ આવે તો પણ શું થાય ? હું ગમે તેટલો ન્હાનો અને દુઃખી સ્થિતિમાં છું, તોપણ સિંહનું બચ્ચુ છું. એમ કહી પેલા ગુલાબખાને કહેવા લાગ્યો, ભાઇ હું તમને કયારનો શોધતો હતો, પરંતુ આપનો કોઇ ઠેકાણુ પત્તો ન મળવાથી બીજે ગમે ત્યા ધર્મશાળામા જઇ મુકામ કરવાના વિચારમાં હતો, પણ ઇશ્વરની એવી દયા છે કે જેને જે જોઇએ તેને તે બક્ષે છે. હવે આપ મને મળ્યાથી

ઘણો આનંદ થયો છે, માટે આપને ત્યાં ચાલો. કહી બન્ને જણુ વાતો કરતા કરતા જ્યા ચંપાકુંવરનો સુવાનો મહેલ હતો તે ઠેકાણે જઇ મેડી ઉપર ચડી ગાદીતકીઆ પડેલા હતા તે પર વિરક્ષત્રિયને બેઠક આપી, પાણીનો લોટો ભરી લાવી આગળ મુકયો. પાન, સોપારી, બીડી ઇત્યાદિક લાવી રજુ કર્યા તેથી વિરક્ષત્રિયએ પોતાને જે ચીજનો ઉપયોગ કરવો લાગ્યો તે કર્યો.

આ વખતે ચપાકુવરનો નોકર ગુલાબખા ( જે વિજયસિંહને ફોસલાવી લાવ્યા હતો તે ) ત્યાં નહોતો, કારણ તે તેની શેઠાણી ચંપાકુંવરને તેડવા ગયા હતો. એ વખતે રાતના આશરે નવ દશ વાગ્યાનો સુમાર થયો હશે, ચપાકુવર પોતાનાથી બની શકે તેટલો સણુગાર સજી તે મકાન ઉપર આવી. તેને જોઇ વિજયસિહ બોલ્યો, તમે અહી કયાથી ? હુ તમારે ત્યાથી નીકળી અહી આવ્યો છતા તમે પાછા અહી આવ્યા ?

**ચંપાકુંવર**—રાજકુમાર ! મ્હે તમને જ્યારથી જોયા છે ત્યારથી મ્હારૂ દીલ તમારા ઉપર ચોટયુ છે, માટે આપ મને ગમે તો મારી નાંખશો તોપણ હું આપને છોડી જનાર નથી. માટે આ દીન દાસી ઉપર કૃપા કરી અંગીકાર કરો.

**વિજયસિંહ**—અરે ! દુષ્ટા ત્હારા જેવી રખડતી અને રઝળતી મ્હેં સેકડો જોઇ છે. હુ એમ ત્હારા સ્વરૂપથી મોહિત થાઉ તેમ નથી.

**ચંપાકુંવર**—વિજયસિંહ જરા વિચાર કરો, વિચાર કરો ! મ્હારા જેવી આ દુનિયામા થોડીજ હશે, અને તે આપે જોઇ પણુ નહિ હોય માટે બોલતાં જરા વિચાર કરો. નહિ તો તેનું પરિણામ માઠું આવશે.

**વિજયસિંહ**—અરે ! દુષ્ટા, ત્હારાથી શું થવાનુ છે. તું દુનિયા ઉપ-

રના હજારો પવિત્ર માણસોની વૃત્તિ બગાડનારી કુલટા સ્ત્રી તું મને શું કરવાની હતી ?

**ચંપાકુંવર**—વિજયસિંહ ! જરા બોલતાં વિચારો ? હું તમને ઠીક કહું છું કે માનો, અને આ દાસીનો અંગીકાર કરો.

**વિજયસિંહ**—અરે ! પાપણી, અભાગણી, વ્યભિચારણી, તું આવા શબ્દ બોલી મ્હારા પવિત્ર કર્ણને અપવિત્ર કરીશ નહિ. ચાહે આકાશ ને પાતાળ એક થાય, તારાઓ બધા ખરી જાય, સૂર્ય પૂર્વથી પશ્ચિમ દિશામાં ઉગે, સમુદ્ર પોતાની મર્યાદા છોડી દે, તોપણ અરે ઓ દુષ્ટા ! આ વિજયસિંહ ત્હારી નીચ માગણી કદિ માન્ય કરનાર નથી.

**ચંપાકુંવર**—આપ ક્ષત્રિય પુત્ર છો, ધર્મને જાણનાર છો, કોઇ સ્ત્રી શરણે આવે તો તેને ઉગારવા આ ભૂમિપર ઇશ્વરે તમને જ ઉત્પન્ન કર્યા છે, છતા તમે આવાં વાક્ય બોલો છો એ તમારા ક્ષત્રિયકુળને શોભતાં નથી.

**વિજયસિંહ**—અરે ! દુષ્ટ રંડા, શું ત્હારા જેવી અધર્મી અને કુલટા સ્ત્રીઓને આશ્રય આપવા રાજપુત્ર પેદા થયો છે ? નહિ નહિ. એમ હોય તો આ દુનિયાં પ્રલય થઇ જાય.

(ચંપાકુંવર પ્રાણનાથ કહી ભેટવા જાય છે.)

**વિજયસિંહ**—દુર રહે દુર ! જો તુ મને સ્પર્શ કરીશ તો ત્હારો જીવ અહીંને અહીં નીકળી જશે, માટે વિચાર કર.

ચંપાકુંવરે ઘણી રીતે વિજયસિંહને સમજાવ્યો, પરંતુ તે કોઇ વાતે સમજ્યો નહિ. ત્યારે ચંપા કહેવા લાગી, વિજયસિંહ ત્હારી બુદ્ધિ કેમ બદલાય છે. કહેવત છે કે " विनाशकाले विपरीत बुद्धि " એ પ્રમાણે ત્હારી બુદ્ધિ કેમ બગડી છે, જો તુ મ્હારો અંગીકાર

કરીશ તો હું તને મ્હારી પાસેં રાખી ત્હારા મનની સર્વ ઇચ્છાઓ પુરી કરાવીશ, અને જો તુ મ્હારો અંગીકાર નહિ કરે તો ખરાબ કરીશ; માટે ફરી વિચાર કરી મ્હારી માગણી કબૂલ રાખ.

**વિજયસિંહ**—જા નિચ ! ત્હારો પ્રેમ ફક્ત પૈસાના માટેજ છે. આંખોના અંધ દુરમતિ માણસો તારો પ્રેમ જોઇ, મોહરૂપી જાળમાં ફસાય છે, પણ જ્યારે તે ત્હારી બરોબર જાળમાં સપડાય છે. ત્યારેજ તેમની આંખો ઉઘડે છે, ને પહેલાં નીચ, અધર્મિ, પાપીઓ, પોતાનું શું થશે, ઇશ્વર આ ગુન્હાઓનો બદલો કેવો આપશે, તેનો વિચાર કર્યા વગર, જેવી રીતે દીપકની સાથે પતંગીઓ બળી મરે છે તેવી રીતે પોતે લંપટ સ્રીની જાળ રૂપી ચિંતામા બળી ભસ્મ થઇ જાય છે; છતા તે પ્રેમ મુક્ત થતો નથી. વળી સર્પ મોરલીના સ્વરથી એટલો બધો મોહ પામે છે કે તેને વાદી પકડી કંડીઆમાં ઘાલે છે તોપણ પ્રેમાવેશને લીધે પોતાની દેહનું ભાન ભુલી જવાથી હમેશને માટે બંધન થવુ પડે છે, લંપટ સ્રીઓના જુઠા પ્રેમમાં ફસાવાથી આટલા બધા અવગુણો છે છતાં નિચ માણસો આખે દેખતા છતાં કામાન્ધ બની જઇ મિથ્યા જાળમા ફસાય છે તેવા નિચ કૃત્યના કરનારાઓને હજાર વાર ધિક્કાર છે ! જા નિચ, તું મને જે કરવા ધારતી હોય તે જલદી કરી લે, પણ હું ત્હારી મોહરૂપી જુઠી જાળમા કદી પણ ફસાવાનો નથી.

આવાં વાકયો સાંભળી ચંપાકુંવરને નક્કી થયું કે આ કોઇ રીતે મ્હારી કપટ જાળમાં સપડાય તેમ નથી, માટે તેના વાસ્તે બીજો રસ્તો શોધવો જરૂરનો છે, એમ વિચાર કરતી નીચે ઉતરી. આ વખતે રાતના બાર વાગ્યા હશે ! નીચે તેનો નોકર ગુલાબખાં તેની

રાહ જોઇ બેઠેલો જ હતો, તેણે ચંપાકુંવરને આવતી જોઇ કહ્યું, કેમ બા શુ કરી આવ્યાં? પાણમાં આવે છે કે નહિ?

**ચંપાકુંવર**—આ કોઇ પરાક્રમી પુરૂષ છે અને દુઃખના માર્યો આવ્યો હશે એમ જણાય છે તેને મ્હારી માગણી સ્વિકારી નહિ તેથી તેને શુ સજા કરાવવી?

**ગુલાબખાં**—બાઇ! એણે આપનુ કહ્યુ માન્ય ન રાખ્યું તે મોટો જુલમ થયો કહેવાય, માટે તેના વાસ્તે ઘટીત ઉપાયો લેવા જોઇએ, નહિ તો પછી તે શુ જાણશે કે પુષ્પાવતી નગરીમા ચપાકુંવર રહે છે.

**ચંપાકુંવર**—આપણે એના માટે શુ ઉપાય કરવો?

**ગુલાબખાં**—આપણે ત્યા જે હરહમેશ પોલીસના જમાદાર આવે છે તેમને હુ બોલાવી લાવું અને પછી એ નજીકમાં આવે એટલે તમે ચોર છે ચોર, એમ બૂમો પાડો એટલે તેઓ તેને પકડી લઇ જશે.

**ચંપાકુંવર**—તેને લઇ ગયા પછી ફોજદાર સાહેબ આપણને બોલાવી પુછશે કે તેણે તહમારો શુ માલ ચોર્યો છે, તે બાબત આપણે શો જવાબ દઇશું તેનો વિચાર કરવો જોઇએ.

**ગુલાબખાં**—આપણે એમ કહેવુ કે રાત્રે કમાડને સાંકળ વાસવી રહી ગઇ હતી, તેથી આ ગુન્હેગારે કમાડ ઉઘાડી ઘરના મેડા ઉપર આવી મ્હારા ગળાના તથા બીજા દાગીના ઉતારવાની કોસીસ કરતો હતો, તેથી મ્હેં બૂમ મારી એટલામાં જમાદાર સાહેબ આવી પહોંચ્યા.

**ચંપાકુંવર**—વાહ! વાહ! ખુબ અક્કલનો ઉપયોગ કર્યો છે હો!

**ગુલાબખાં**—અક્કલનો ઉપયોગ કેમ ન કરીએ ! રાત દિવસ ત્હમારાં પાસાં વરીએ છીએની ?

**ચંપાકુંવર**—હવે હું ઉપર જાઊં છું. તમે જમાદારને તેડી જલદી નીચે આવી સીટી કરજો, એટલે હું મ્હારા મનને તમે આવ્યા છો એમ સમજી બુમ પાડીશ.

ઉપરની ગોઠવણ પ્રમાણે ગુલાબખાં જમાદારને તથા બે સીપાઇને તેડી આવ્યા, અને નીચે આવી સીટી મારી, તેથી સંકેત પ્રમાણે ચંપાકુંવરે ચોર છે ચોર, એવી કારી અવાજથી બુમ મારી, જેથી નીચે જે સીપાઇ તથા જમાદાર ઉભા રહ્યા હતા તેણે બંગલા ઉપર ચડી વિજયસિંહને પકડી બે હાથ બાંધી નીચે લાવી પોતાની આટમાં રાખી રાત ગેસારી મુક્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

મ્હારા વાચક મિત્રો ! આપના જાણવામાં હશે કે વિજયસીહનો ઘોડો જે સિંહ લઇ જતો હતો તેને કેસરીસીંહે મારી છોડાવી લઇ ગયો છે, તેથી તેનું શું થયું તે તરફ લક્ષ ખેંચીએ.

કેસરીસીંહ ઘોડો લઈ ત્યાંથી આગળ વધી એક રમણીય સ્થાને જઇ મુકામ કરી પોતાના દિવસો આનંદમાં નીરગમન કરતો હતો. તેને કેટલાક દીવસ એમને એમ ત્યાં રહી ગાળ્યા. એક વખત તમામ જંગલ જોવા વિચાર થવાથી ફરવા જવા નક્કી કરી પોતાના મનને કહેવા લાગ્યો કે આમ એક સ્થળે આપમની મીસાલે બેસી રહ્યા કરતાં સર્વ જંગલ નીહાળવું એજ અતિ ઉત્તમ છે, કારણ આટલા દિવસ મને જંગલમાં આવે થયા, પણ અદ્યાપી પર્યંત મ્હેં આ જંગલના વિકટ માર્ગ જોયા નથી, માટે તે જોવા ખાસ અવશ્યતા છે.

એમ વીચાર કરી અશ્વ ઉપર સામાન સજી સ્વાર થઇ ધીમે ધીમે અહિ તહિ નીહાળતો આગળ ચાલવા લાગ્યો. મોટા મોટા પર્વતો, નદીઓ, ઝરાઓ, વૃક્ષો જોઇ આનંદ માનતો કહે છે કે, ઇશ્વરે કેવી કેવી ચીજો મનુષ્યના માટે બનાવી છે. આ સર્વ વનસ્પતિનો માણસ ઉપયોગ કરવા ધારે તો તેનો અમુલ્ય લાભ થાય. વીગેરે ઘણા વિલક્ષણ વિચારોથી લીન થતો પરમકૃપાળુ પરમેશ્વરનો ઉપકાર માનતો થોડે દુર આગળ વધ્યો, જ્યાં ભીમાની રહેવાની ઝુંપડી જોઇ મનમાં કહેવા લાગ્યો કે, આ સ્થળે કોઇ મનુષ્ય રહેતો હોય એમ જણાય છે, કેમકે તેને ખાવા માટે અનાજ, રાંધવા માટે માટીનાં વાસણો, વીગેરે પડેલાં છે; છતાં આટલામાં કોઇ માણસ કેમ નજરે પડતું નથી? એમ કહી ત્યાં નહિ થોભતાં આગળ ચાલવું શરૂ કર્યું. રસ્તામાં ભીમો તેના તરફ આવતો જોવામાં આવ્યો.

**ભીમો**—ભાઇ! તમે કોણ છો? અને અહિં શા માટે એકલા ભમો છો?

**કેશરીસીંહ**—હું મહુવા નગરીનો રાજકુમાર છું, અને શિકાર કરવા આવ્યો છું.

**ભીમો**—શિકાર કરવા માટે નીકળ્યા છો તો આમ એકલા શા માટે આવવું પડયું.

**કેશરીસિંહ**—હું જ્યારે શિકાર કરવા જાઉં છું, ત્યારે કોઇને મ્હારી સાથે રાખતો નથી.

**ભીમો**—તમે કેટલા દીવસથી શિકાર માટે નીકળ્યા છો?

**કેશરીસિંહ**—આજ સવારથીજ નીકળ્યો છું પરંતુ આપને આ પ્રશ્ન પુછવાની શી જરૂર છે?

**ભીમો**—કંઇ નહિ. હું તો સેજ પુછું છું. આપનું નામ શું છે?

**કેશરીસિંહ**—મ્હારૂં નામ કેસરીસીંહ છે.

**ભીમો**—આપનું નામ કેશરીસીંહ છે, પણ આપના પીતાનું નામ શું છે, તે જરા કૃપા કરી જણાવશો ?

**કેશરીસિંહ**—તમને મ્હારૂં નામ બતાવ્યા છતાં પણ શાન્તિ ન થઇ ? વળી મ્હારા પિતાનું નામ સાંભળવા ઇચ્છા રાખો છો. મ્હારા પીતાનું નામ રણમલ છે.

**ભીમો**—ભાઇ ! તમે ઘોડા ઉપરથી નીચે ઉતરો ; મ્હારે તમારૂં જરા કામ છે, પછી આપને જ્યાં જવું હોય ત્યાં ઘણી ખુશીથી પધારજો.

**કેશરીસિંહ**—ચાલ, ચાલ, ત્હારા જેવા ઘોડા ઉપરથી ઉતારનાર બહુ આવે છે, અત્યાર સુધી આસ્તે આસ્તેજ જવાબ દીધા. એટલે હવે ઘોડા ઉપરથી નીચે ઉતરવા કહે છે, કેમ ?

**ભીમો**—( ઘોડાને ઓળખીને ) તમે આ ઘોડો કેટલા રૂપીઆ આપી કોની પાસેથી લીધો હતો ?

**કેસરીસિંહ**—એ તો મ્હારા ઘરની ઘોડીનો વછેરો છે. તને આટલી બધી પુછપાછ કરવાની શી જરૂર છે, તું કોણ છે, તે તો તું પ્રથમ કહે ?

**ભીમો**—હું આ જંગલનો રહેનારો ભીલ છું ને મ્હારૂં નામ ભીમો છે.

**કેસરીસિંહ**—મ્હને ઘોડા ઉપરથી નીચે ઉતારી તું શું કરવા ધારે છે ! મ્હારો ઘોડો લઇ નાશી જવાની ત્હારી દાનત છે કે કેમ ?

**ભીમો**—તમેજ બીજાનો લઇ આવ્યા છો તેથીજ મને પણ તેવો સમજો છો ?

**કેસરીસિંહ**—બીજાનો કોનો છે ? જો તું જાણતો હોય તો કહેની કે અમુકનો છે.

**ભીમો**—આ ઘોડો એક રાજકુમાર વિજયસિંહ નામના માણસ પાસે હતો તે બિચારો મ્હારી ઝુંપડીએ રાત વાસો રહ્યો હતો અને

તે રાત્રે તેના ઘોડાને સિંહ લઇ ગયો હતો તેજ આ ઘોડો હોય એમ મને લાગે છે.

**કેસરીસિંહ**—પછી તે ઘોડાના માલીક ક્યાં ગયા ?

**ભીમો**—સિંહના ગયા પછી અમે બન્ને જણા વૃક્ષ ઉપરથી નીચે ઉતરતા હતા દરમ્યાન એક પાતળી ડાળી પર ભાર પણ આવવાથી તે ડાળી ભાગી જવાથી હું પર્વતની ખીણમાં જઇ પડ્યો અને તે કઇ દિશાએ ગયો તેની મને ખબર નથી.

**કેસરીસિંહ**—તું મને ઘોડા ઉપરથી નીચે ઉતારી શું કરવા ઇચ્છા રાખે છે.

**ભીમો**—મ્હારે કાંઇ તમને લુટવા નથી, તેમ તમારો ઘોડો પણ લેવાનો નથી. ફકત તમારા શરીર ઉપર એક ચીન્હ છે કે નહિ તે જોવાનું છે !

**કેસરીસિંહ**—મ્હારા શરીર ઉપર શું ચીન્હ છે અને તેની તમને શી ખબર ?

**ભીમો**—એક વખત એક દેશના રાજા અહિ આવ્યા હતા તેમણે મને પોતાના ગુમ થએલા પુત્રની તમામ હકીકત કહી હતી, તેમનું નામ પણ મને કહ્યું હતુ, પરંતુ તે મને અત્યારે યાદ આવતુ નથી. તેઓ કહેતા હતા કે તેના શરીર ઉપર તલવારના ઘા વાગેલા છે.

**કેસરીસિંહ**—તને તેમણે શી વાત કહી હતી ?

**ભીમો**—તેમને એક પુત્ર હતો તેને પોતે ઠપકો દેવાથી વનમાં નિકળી ગયો છે, તેની શોધ માટે અહિ આવ્યા હતા ને મને પણ કહી ગયા છે કે જો તું તે રાજકુમાર અહિ આવે તો જરૂર તેમને મ્હારા દેશમાં લાવજે. તેમના કહેલા ચહેરાના વૃત્તાંત

ઉપરથી મ્હને તો તમેજ લાગો છો માટે જેવી હોય તેવી હકીકત કહો ?

**કેસરીસીંહ**—ભાઇ તેજ હું, અને મને શોધવા માટે મ્હારા પિતા નીકળ્યા હશે પણ તે કઈ તરફ ગયા તેની તમને ખબર છે ?

**ભીમો**—ના તે વખતે મ્હને મ્હારા શરીરનુ પણ ભાન નહોતું.

**કેસરીસીંહ**—તમે જે ઘોડાની વાત કરી તે પણ ખરી છે સિંહને મારી ઘોડાને તેની પાસેથી છોડાવી લાવ્યો છું. ભીમા, મ્હારા પિતાની વાત એક બાજુએ રહી પણ આ ઘોડાના માલીકની શોધમાં જવા મારો વિચાર છે. કારણ કે તેનો ઘોડો મ્હારી પાસે છે એટલે તે બિચારો પગે ચાલી ચાલી હેરાન થઇ ગયો હશે, માટે જો તું મ્હારી સાથે આવે તો આપણે બન્ને જણ તેની શોધમા જઇએ.

**ભીમો**—ઘણી ખુશીની વાત છે. હું પણ તેની શોધમા જવાનો વિચાર કેટલાક દિવસથી કરૂં છુ, પણ મ્હારા એકલાથી જવાતું નથી. માટે આપ જો સાથે આવો તો હુ પણ ઘણી ખુશીથી આપની સાથે આવીશ.

**કેસરીસીંહ**—ચાલો ત્યારે હવે જલદી તૈયાર થાઓ '

**ભીમો**—ભાઇ ! આપ જરા મ્હારી ઝુપડીએ ચાલો, ત્યા જઇ જરા આરામ લઇ પછી આપણે નીકળીએ.

**કેશરીસીંહ**—જેવી તમારી મરજી ( કહી જાય છે. )

કેસરીસિંહ ભીમો પોતાની ઝુપડીએ આવી ત્યાં જરા વિશ્રાન્તિ લઇ ભીમાએ પોતાના માટે ખાવાનું કર્યુ, અને કેસરીસિંહના માટે વનસ્પતિ વિગેરે ખોરાક લાવી આપ્યો; તે તેણે ખાધો. પછી બન્ને

જણા વિજયસિંહની શોધમાં ચાલ્યા. ચાલતાં ચાલતાં તેમને એક સ્વાર સામો મળ્યો તેને કેસરીસિંહે પુછ્યું.

**કેશરીસીંહ**—તમે કોણ છો અને ક્યા જાઓ છો ?

**સ્વાર**—તમારે શુ કામ છે? તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ. હુ ગમે તે હું તેની તમને શું જરૂર છે?

**કેશરીસીંહ**—આમ એકદમ ચડયું ચડયું કેમ બોલે છે?

**સ્વાર**—એમાં ચડયું ચડયું હુ શું બોલ્યો, તારા જેવા તો મેં બહુએ જોયા.

**કેશરીસીંહ**—અરે ઓ નાદાન! તને પુછુ છુ તેનો જવાબ આપતો નથી અને આડી-અવળી વાતો મીલાવે છે કેમ?

**સ્વાર**—(મનમાં વીચાર કરે છે કે આ વખતે કોઇ બાતમીદાર હશે અને મ્હારા માલીકના દુશ્મને મોકલ્યા હશે તો તેને ખરૂ નામઠામ બતાવવું તે યોગ્ય નથી. કારણ તેમાંથી કવું માઠૂ પરીણામ આવે તેની મને ખબર નથી. માટે ખરૂ નામઠામ તો બતાવવું જ નહિ કહી કહેવા લાગ્યો.) નાદાન હુ કે તુ. રસ્તે જતાં મને શા માટે બોલાવ્યો. મ્હેં તને પ્રથમ બોલાવ્યો હોત તો હું નાદાન નહિ તો તુ.

**કેશરીસીંહ**—ચુપ રહે, વધારે જીભાન ન ચલાવ? નહિ તો તારાં અહિજ સો વર્ષ પુરાં કરી નાખીશ.

**સ્વાર**—જો તારા જેવા અમને ડરાવી મારી જશે તો પછી દુનિયામાં જીવીશુ શું કરવા?

**કેશરીસીંહ**—તું મને જાણતો નથી કે હું કોણ છું?

**સ્વાર**—તું ચાહે તો મોટો રાજકર્તા હોઇશ તેમાં મને શુ પરવા છે.

**કેશરીસીંહ**—(મ્યાનમાંથી તલવાર કાઢીને) બોલ દુષ્ટ તું કોણ છે,

તે જલદી જણાવ નહિ તો ત્હારો પ્રાણ લેવા મ્હારી શમશેર તૈયાર છે.

**સ્વાર**—તું એમ તલવાર બતાવીશ તેથી હું ડરવાનો છું ? નહિ નહિ કદી ડરવાનો નથી. ત્હારે લડાઇ કરવાનો વિચાર હોય તો ના-હક બોલાબોલી શા માટે કરે છે, થઇ જા તૈયાર ? ( પોતાની તલવાર કાઢે છે. )

**ભીમો**—કેસરીસિંહ ! આમ બીનસ્વાર્થે તકરાર કરવાથી શું ફાયદો છે. તને પુછતાં પોતાનુ નામ ઠામ ન બતાવ્યુ તેથી શુ નામ કહેવું યા ન કહેવું તે તેની મરજીની વાત છે માટે એને જવા દે (સ્વાર પ્રત્યે) જા ભાઇ જા, તને કાંઇ અમારે મારવો નથી તેમ તારી સાથે કજીઓ પણ કરવો નથી, તું જ્યાં જતો હોય ત્યાં ચાલ્યો જા !

એમ કહેવાથી સ્વાર પોતાની તલવાર મ્યાન કરી ઘોડાને પુર જોસમાં નાખતો પોતાના મુકામ તરફ ચાલ્યો, ભીમો તથા કેસરીસિંહ પણ આગળ ચાલ્યા. ખીણે ખીણ અને ગુફાએ ગુફા શોધી વળ્યા પણ કોઇ સ્થળે રાજકુમાર વીજયસિંહનો પત્તો લાગ્યો નહિ તેથી આખરે નીરાશ થઇ કેસરીસિંહના મહેલ તરફ ચાલવા લાગ્યા. રસ્તે ચાલ્યા જાય છે એટલામાં તેમના કર્ણ ઉપર કોઇ છોડો કોઇ છોડો એમ અવાજ પડવા લાગ્યા. તે સાંભળી કેસરીસિંહ કહેવા લાગ્યો, ભાઇ ભીમા, અહિ આવા શબ્દ કોણ બોલતું હશે ? ચાલો ત્યાં જઇ જોઇએ વાર, એ કોણ છે તેનો તપાસ કરીએ.

**ભીમો**—કેસરીસીંહ ! આ ભયાનક સ્થાન છે, હજારો ભુતાવળ, રાક્ષસ, ચુડેલોનું આ ઠેકાણુ છે એટલે તે તરફ જવામાં કાંઇ ક્ષેમ નથી માટે આપણે આપણા માર્ગે જવું એજ ઉત્તમ છે.

**કેશરીસિંહ**—ભુત હોય, ગધાં હોય યા ગમે તે હોય પણ ત્યાં જવું તો નક્કીજ. જો એમ ભુત પીશાચથી ક્ષત્રિય પુત્રો ડરી નાશી જશે તો આ દુનિયામા તેના સામુ કોણ થશે ? ગમે તેવું જબરૂં, ભયાનક હશે તો છેવટ આપણો પ્રાણ લેશે ! એથી તો કાંઇ વિશેષ કરે તેમ નથી. માટે ભીમા હિંમત રાખ ત્યા જઇ ચોક્કસ તપાસ કરી પછી આગળ જઇશુ ?

**ભીમો**—ભલે ! ચાલો ત્યારે ?

બન્ને જણા બોલતા બોલતા તે તરફ ગયા. એટલે અવાજ નજીકમાં સંભળાવવા લાગ્યો. તદન પાસે ગયા તો એક માણસના હાથ તથા પગ બન્ને ભેગા બાંધેલા જણાયા અને તેજ માણસ છોડો છોડો તેમ અવાજ કરતો હતો. આથી તે બન્ને જણા તેની પાસે ગયા. તેના સામુ જોઇ કેસરીસીંહ એકદમ વિચારમાં પડયો, ને કહેવા લાગ્યો, પિતાજી આપની આ શી દશા ? આપને અહિં કોણ લાવ્યુ ? અને કયારના અહિં આ સ્થિતિ ભોગવો છો ?

**ભીમો**—હેં ! શું આ તમારા પિતા છે. (એમ કહી તેના મોં સામું જુએ છે.)

**રણમલ**—પુત્ર ! તું મ્હને પ્રથમ છોડ પછી તારે મને જે પુછવું હોય તે પુછજે. (કેસરીસીંહ પોતાના બાપને છોડે છે.)

**ભીમો**—મહારાજ ! આપ મને જે દિવસે મળ્યા હતા, તે દિવસે તો આપની પાસે સ્વારો વીગેરે હતા, બધા ક્યાં ગયા, કે જેથી આપની આવી સ્થિતિ થઇ.

**રણમલ**—કેસરીસીંહ, જો તારી પાસે કાંઇ થોડું ઘણું ખાવાનું હોય તો તું મ્હને આપ, મ્હારાથી ખાધા સીવાય બોલાય તેમ નથી.

**કેશરીસિંહ**—ભીમા ! તું આ જંગલની વનસ્પતિનો ભોમીયો છે,



માટે જે અહાર કરવાના કામમાં આવતી હોય તેવી વનસ્પતિ લાવી આપ, કે આપણે તેમને ખવરાવી જરા શાન્તિ થયે શહેરમાં લઇ જઇએ.

**ભીમો**—જેવો આપનો હુકમ.

ભીમાએ ફળ વાની ખવરાવ્યા ને પાણી પાયું, તેથી રણમલ શુદ્ધિમાં આવ્યો.

**રણમલ**—મ્હારા વ્હાલા પુત્ર! જો તું અહિં આવ્યો ન હોત તો ક્ષણ વારમાં મ્હારો પ્રાણ નીકળી જાત. તને તો ઇશ્વરેજ અહિં મોકલ્યો.

**કેશરીસિંહ**—પિતાજી! આપની આ દશા થવાનું કારણ શું? જે હોય તે મને જલદી કહો કે તે પાપીને મ્હારા હાથ સત્વરે બતાવું.

**રણમલ**—મને જેણે માર્યો છે તેનો હું પુરેપુરો ગુન્હેગાર છું. તમે આવી છોડયો, એજ મોટી ભુલ છે, મ્હારા કરેલા કૃત્યોની સજા મને બરોબર થઇ હતી.

**કેશરીસિંહ**—પિતાજી જલદી કહો, હવે મ્હારાથી રહેવાતું નથી. તમારી આ દશા તેને શું આમ જીવતો રહેવા દઇશું? એમ કદી પણ બનનાર નથી, માટે સત્વરે કહો!

**રણમલ**—અરે! જેણે મને બાંધ્યો હતો, તેનો મોટો ઉપકાર માનવા જેવું છે કે તેને મ્હને જીવથી માર્યો નહિ.

**કેશરીસિંહ**—એવું તે શું બન્યું છે કે તમને તેણે જીવથી માર્યા હોત તે પણ ઓછું હતું એમ કહો છો?

**રણમલ**—મ્હેં જે કૃત્ય કર્યું છે તે ત્હને કહેવાય તેમ નથી, એટલામાં સમજી જા!

**કેશરીસિંહ**—નહિ, ગમે તેમ હોય તો પણ કીધા સીવાય આપનો છુટકો નથી?

**રણમલ**—કેસરીસીંહ ! હઠ શાને કરે છે, તે સાંભળવાથી ઉલટું ત્હારા મનને ખોટુ લાગશે, માટે એ વાત જવા દે.

**કેશરીસિંહ**—જ્યા સુધી એ હકીકત મ્હારા સમજવામાં નહિ આવે ત્યાં સુધી કહી છુ તમારો કેડો મુકનાર નથી. માટે જે હકીકત બની હોય તે કહો.

**રણમલ**—( લાચારીથી ) જ્યારે તુ આપણા રાજ્યમાંથી નીકળી ગયો ત્યારે ત્હારી શોધમાં હું કેટલાક સ્વારો લઇ નીકળ્યો. જગલે જગલ અને વને વન ફર્યો પણ કોઇ ઠેકાણે ત્હારી ભાળ મળી નહિ. તેથી પાછો નગર ભણી આવતો હતો. રસ્તામાં એક રાજકુમાર થોડી છાવણી નાખી પડેલો મ્હારા જોવામાં આવ્યો તેની સાથે બે સુંદર કોમળ સ્ત્રીઓ હતી, તેને જોતાજ મ્હારૂં મન તેણીની ઉપર ચોટયુ તેથી મેં તે રાજકુમાર સાથે યુદ્ધ કર્યું, તેને મ્હારા સર્વ સૈન્યનો નાશ કર્યો. વળી એક તેની સ્ત્રીએ મ્હારા અશ્વને ગોળી મારી માર્યો, આથી હું નીચે ઉતરી તેના સામો લડ્યો તેથી તે પણ નીચે ઉતરી મ્હારી સાથે યુદ્ધ કરવા લાગી. આખરે મ્હને નીચે પાડી મ્હારા હૃદય ઉપર સમશેર લઇ ચડી બેઠી અને મારવાની તૈયારીમાં હતી. તેટલામાં મેં અતિ દીનતાથી કાલાવાલા કર્યા, ત્યારે તેણીએ મને જીવતો જવા દીધો. ત્યાંથી છુટયા બાદ લાચાર થઇ હું આપણા નગરમાં આવ્યો. ત્યારે એક વાર તે બે સ્ત્રીઓ પૈકી એકને ઉપાડી આપણી રાજ્યવાર્તામાં લાવી મ્હારા આગળ ઉભી કરી. આથી મેં કામાન્ધ થઇ તેની સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો તેથી તે સ્ત્રી મને સમજાવી બહાર લાવી. સ્ત્રી ચરિત્ર બતાવી મ્હારી આ પ્રમાણે દશા કરી ચાલી ગઇ અને હુ દુષ્ટ અભાગી અહિંજ પડયો રહ્યો.

કેશરીસિંહ—શાબાશ શુરી ક્ષત્રાણી તને! ધન્ય છે મ્હારા અધમ અને નીચ પીતાને! ત્હેં જે શિક્ષા કરી હતી તે યોગ્ય હતી. જો મ્હને પ્રથમથી જ આવી ખબર હોત તો હું કદી પણ છોડત નહિ. ગુન્હેગારને એક વખત આશ્રય આપવાથી તે ફરી પાછો પોતાની ટેવ જારી રાખે છે. એવા નીચ કૃત્યના કરનારને યોગ્ય સજા કરવી જ જોઇએ.

કેશરીસિંહ—લાચાર છું કે મ્હને જન્મ આપનાર મ્હારા પીતા છે તેથી તેમના પર મ્હારાથી કાંઇ થઇ શકે તેમ નથી. એટલેજ તેમને જવા દઉં છું, નહિ તો એવા દુષ્ટ કૃત્યના કરનારને તો યમપુરીમાં પહોંચાડવા એજ ઉત્તમ છે. પિતાશ્રી આ વખતે હું તમને શું કહું, જેટલું કહુ તેટલુ ઓછુ છે. હવે તમારૂ મો જોવા હુ ખુશી નથી તોપણ ધર્મના પ્રતિબંધથી હુ તમને નગર સુધી પહોચાડવા આવુ છું. માટે ચાલો! (જાય છે.)

---

## પ્રકરણ ૧૨ મું.

મારા વાચક મિત્રો! હવે આપણે ગુણિકા ચંપાકુંવરના પ્રપંચથી વિજયસીંહને પકડી જમાદાર લઇ જઇ તેની ગેટમાં બેસાડી રાખ્યો છે, પછી તેનું શુ થયુ તેની તરફ જરા દ્રષ્ટિ કરીએ.

આખી રાત ખાયાંતા વિજયસીંહ ગેટમા બેસી રહ્યો અને પ્રાતઃકાળ થયે જમાદાર મહમદઅલી વિજયસીંહને ફોજદાર પાસે લઇ જઇ કહેવા લાગ્યો. સાહેબ હુ એક ગુન્હેગાર પકડી લાવ્યો છુ તે ગઇ રાત્રે ચંપાકુંવરના ઘરમાં ચોરી કરવા સંતાયો હતો, તેને મ્હે બહુ મહેનતે પકડી આપની પાસે રજુ કર્યો છે: માટે આપને જે શિક્ષા કરવી યોગ્ય લાગે તે કરશો.

ફોજદાર—કેમ છોકરા તું કોણ છે ?
વિજયસિંહ—હું એક મુસાફર છું !
ફોજદાર—તું અહિં ક્યાંથી આવ્યો ને ત્હારૂં મુળ ગામ કયું ?
વિજયસિંહ—મ્હારૂં મુળ ગામ અલ્લાપુર છે ( ખોટું બતાવે છે. ) અને હું મ્હારા મિત્રની શોધમાં નીકળ્યો છું
ફોજદાર—ત્હારૂં નામ શું ?
વીજયસિંહ—મારૂં નામ વીજયસિંહ છે.
ફોજદાર—તું જાતે કોણ છે ?
વીજયસિંહ—રાજપુત્ર છું.
ફોજદાર—તું રાજપુત્ર છતાં આમ રાત્રે ગુણિકાના ઘરમાં દાખલ થઈ ચોરી કેટલા રૂપીયાની કરી છે ?
વીજયસિંહ—સાહેબ ! હું ચોરીની વાત સ્વપ્ને પણ જાણતો નથી, ગુણિકાએ મ્હને એના નોકર ગુલાબખા સાથે બોલાવી પોતાના મકાન ઉપર લઈ જઇ તેની સાથે વ્યભિચાર કરવા કહેલ પરંતુ મ્હેં તેની તે વાત કબુલ ન કરવાથી તેણે મ્હારા ઉપર ખોટું તહોમત મુક્યું છે.
ફોજદાર—ગુણિકાને ત્હારા જેવા બીજા સ્વરૂપવાન નહિ મળતા હોય કેમ ? કે તને તેણે બોલાવ્યો હશે ?
વીજયસિંહ—આપ માનો યા ના માનો પણ જે ખરી હકીકત છે તે મ્હેં આપના આગળ જાહેર કરી છે.
ફોજદાર—જમાદાર જાઓ આ કેદીને હમણાં જેલમાં લઈ જાઓ, કાલે હું બોલાવું તે વખતે રજુ કરજો.
જમાદાર—બહુ સારૂ સાહેબ, જેવો આપનો હુકમ.

આ પ્રમાણે કહી ફોજદાર સાહેબ કચેરીમાં ચાલ્યા ને વીજય-

રીંહને જેલમાં લઇ ગયા ફોજદાર સાંજે ઘેર આવ્યા એટલે ચંપા-કુંવર ત્યાં જઇ કહેવા લાગી કે સાહેબ, આજે મારે ત્યાં પાનસોપારી છે, માટે આપ પધારજો.

ફોજદાર—આજે શું ધાર્યું છે ?

ચંપાકુંવર—કંઇ નહિ સાહેબ, સેજ ગમ્મત કરવાનો વીચાર છે ?

ફોજદાર—બહુ સારૂ. જાઓ જરૂર આવીશ, પણ ગમ્મત ક્યાંથી ક્યાં સુધી છે.

ચંપાકુંવર—ત્રણથી ચાર વાગ્યા સુધી આવશો.

આ પ્રમાણે ગમ્મતની હકીકત કહી. ચંપાકુંવર પોતાને ઘેર આવી અને જેવી જોઇએ તેવી બેઠક ગોઠવી. સતાર નબલા, પેટી, ફીડલ, તાઉસ, વીગેરે જાતજાતનાં વાજીંત્રો લાવી તૈયાર રાખ્યાં. ત્રણ વાગ્યાનો સમય થયો એટલે ફોજદાર સાહેબ બે ત્રણ સીપાઇઓ સાથે ચંપાકુંવરને ત્યાં આવ્યા. ચંપાકુંવર પણ તેમની રાહ જોતી બેઠી હતી. ફોજદાર સાહેબને આવતા જોઇ પધારો સાહેબ ! પધારો સાહેબ ! કરતી સામી લેવા ગઇ. ફોજદાર સાહેબ આવી ગાદી તકીએ બેઠા. થોડીવાર ગાયન વીગેરેનો રંગ જામ્યો. પછી ચંપાકુંવર બે દારૂની બાટલીઓ લાવી ફોજદારના આગળ મુકી કહેવા લાગી, સાહેબ આપ ઘણે દીવસે મ્હારે ત્યાં પધાર્યા છો જેથી હું આપને વાપરવા માટે આ ચીજ લાવી છુ, તો આપ વાપરશો. ઘણો આગ્રહ થવાથી ફોજદાર સાહેબે બાટલીનો બુચ ઝપાટાબંધ ખોલ્યો અને એક પ્યાલામા લઈ ચંપાકુંવરને આપવા લાગ્યા, અને ચંપાકુંવર ફોજદાર સાહેબને આપવા લાગી. દારૂ વધારે પીવાથી ફોજદાર સાહેબ નીશામાં ચકચુર થઇ ગયા તેથી ચંપાકુંવર કહેવા લાગી—સાહેબ કાલે જે આરોપીને આપે જેલમાં મોકલ્યો છે તે મ્હારે ત્યાંજ ચોરી કરવા આવ્યો હતો, માટે એને બરોબર શિક્ષા થવી જોઇએ.

આટલી વાત થયા પછી ગમ્મત બેરાઇ ગઇ. ગમ્મત તો ફક્ત ફોજદાર સાહેબને આટલી સીફારસ કરવાજ માટે ગોઠવી હતી. તે પ્રમાણે પરીપૂર્ણ થઈ ગઈ. ફોજદાર સાહેબ સીપાઇ સાથે કચેરીમા આવ્યા. આવતા બરાબર જમાદારને હુકમ કર્યો કે ગઇ કાલના આરોપીને મ્હારી પાસે રજુ કરો. હુકમ થતા જમાદારે આરોપીને લાવી રજુ કર્યો. આરોપી વીજયસીંહ ઘણો ચતુર અને અક્કલબાજ હતો તેણે ફોજદાર સાહેબના ચહેરા સામુ જેતાં તેના મનને વિચાર આવ્યો કે ફોજદાર સાહેબે દારૂ પીધો છે એમ વિચાર કરી ચુપચુપ ઉભો રહ્યો.

ફોજદાર—કેમ છોકરા તેં ચોરી કરી નથી ?

**વીજયસીંહ**—ના સાહેબ મ્હેં ચોરી કરી નથી.

**ફોજદાર**—તુ ગરબે તેના મકાનમાં પેઠો હતો તે વાત ખરી કે કેમ ?

**વીજયસીંહ**—હાજી, તેના બોલાવાથી હુ ત્યા ગયો હતો.

**ફોજદાર**—જો તુ તેના બોલાવવાથી ત્યાં ગયો હોય તો તેના પુરાવા લાવ ?

**વીજયસીંહ**—સાહેબ, મ્હારા અજાણ્યાનો પુરાવો કોણ આપે, તેમ છતાં જો મ્હારી પાસે પૈસા હોય તો તેમાથી આપી હું પુરાવા રજુ કરત, પરંતુ તે નથી.

**ફોજદાર**—ચુપ રહે, વધારે બકવા ન કરતાં સીધો જવાબ આપ !

**વીજયસીંહ**—સાહેબ. હું સીધોજ જવાબ આપુ છું. જેવું છે તેવું કહું છુ તેમાં જે આપને ખોટું લાગ્યુ હોય તો જણાવશો.

**ફોજદાર**—જો તું પુરાવો નહી આપે તો ત્હારે સજામાં જવું પડશે !

**વીજયસીંહ**—શું વગર ગુન્હેગાર સજામાં જશે, અને ગુન્હેગાર છુટી જશે કેમ !

ફોજદાર—અરે નાદાન છોકરા, ત્હારા મનમાં બહુ ધુમાડો ભર્યો છે કેમ ?

વીજયસીંહ—ધુમાડો શાનો ? ખરી વાત જાહેર કરવી એ મારી ફરજ છે.

ફોજદાર—તુ કોઈ પણ જાતના નિશાના આવેશમાં આવી બોલતો હોય એમ જણાય છે ?

વીજયસીંહ—જેની આંખમાં કમળો હોય તે સર્વ સ્થળે પીળું દેખે છે.

ફોજદાર—છોકરા, જો વધારે જીભાન ચલાવીશ તો ત્હને હમણાંજ બદીખાને પાછો મોકલી આપીશ.

વીજયસીંહ—સાહેબ, એમા હું ખોટું શુ કહુ છું ?

ફોજદાર—શુ મ્હે નીશો કર્યો છે, ત્હારા બોલવાનો અર્થ તો તેમજ થાય છે.

વીજયસીંહ—એક વખત નહીં પણ હજાર વખત.

ફોજદાર—નાદાન ગમાર છોકરા ! જો તું ત્હારી જીભાનને કબજે નહિ રાખે તો તારો જીવ લેવામાં આવશે. જમાદાર જાઓ આને તરત જેલમાં લઇ જાઓ ?

જમાદાર—જેવો હજુરનો હુકમ.

વીજયસીંહ—શું ત્હમે મને નિરપરાધીને વગર ગુન્હે સજામા નાખશો ? તેમ કદી બનશે નહિ, માટે વિચાર કરો ? દારૂના નીશામાં ગુમ બની જઇ બીજાને ડરાવો છો, આપ એમ નહિ જાણતા કે હુ છોકરૂં છુ. છોકરૂં છુ ખરો પરંતુ તમારા કરતાં ઘણા દરજ્જે સારો છું, જેમકે તમારા જેવા અધર્મી પુરૂષો આ પવિત્ર ભૂમિને પત્થરરૂપ થઇ પડનાર દારૂડીઆનો જમીન માતા ભોગ લે તો વધારે સારૂં. દારૂ કે જે પોતાની કાયાને ભ્રષ્ટ કરે

છે, એવા દારૂના વાપરનાર ઉપર આકાશ તુટી કેમ પડતું નથી ? દારૂના પીનારને અને તેને સ્પર્શ કરનારને અરે એક વખત તો નહિ, પણ હજાર વખત ધીક્કાર આપે તો પણ થોડો છે.

આ પ્રમાણે વીજયસીહના વચન સાંભળી ફોજદાર સાહેબ નેત્ર લાલ લીલાં કરી નાંખી કહેવા લાગ્યા, જમાદાર જાઓ, આ દુષ્ટ છોકરાને અહીંથી લઇ જાઓ ?

**વીજયસીંહ**—સાહેબ આપ મને અત્યારે ગમે તેમ કરશો તો પણ હું આપનો ગુન્હેગાર છું. પરંતુ મ્હારી એક નમ્ર વિનતી સ્વીકારો તો હું આપને જાહેર કરૂં.

**ફોજદાર**—નહિ, નહિ, હું ત્હારી નમ્ર વિનતી સાંભળવા ખુશી નથી.

**વીજયસીંહ**—સાહેબ જરા સાંભળો !

**ફોજદાર**—ઠીક છે, જે કહેવાનું હોય તે સત્વર કહે ?

**વીજયસીંહ**—સાહેબ, આપ દારૂ પીઓ છો, તેના કરતાં દુધ, ઘી, ગોળ, ખાંડ ઇત્યાદિક બીજા પદાર્થો દારૂના ઠેકાણે વાપરો તો આપને નહિ ચાલે ? દારૂ પીવાથી તમારા શરીરની ખુવારી છે, તેનો કેફ ચડવાથી કોઇ પણ જાતની શુદ્ધિ રહેતી નથી, તેથી બદફેલી કરવાનાં નીચ ફેલો સુઝે છે, તેનો વળી વધારે કેફ ચડવાથી રસ્તામાં, વખતે ગટરમાં, અને વખતે પીશાબ વીગેરે કરવાની ખરાબ જગ્યામાં પડવાનો પ્રસંગ આવે છે. આટલા બધા જેની અંદર અવગુણ છતાં આપ એનો અંગીકાર કરો છો તે ઘણુ દીલગીર થવા જેવુ છે.

મારા વાંચક મિત્રો હું આપને બે હાથ જોડી મારી અલ્પ બુદ્ધિથી વિનતી ગુજારૂં છું કે જે આપપણ કદી આવા છંદમાં પડ્યા હશો તો તે છંદમાંથી છુટી જવા પ્રયત્ન કરશો એવો મ્હારો ખાસ ઉપદેશ છે.

આ પ્રમાણે વાક્યો સાંભળી ફોજદારસાહેબ ઉભા થઈ વિજયસિંહને મારવા દોડયા તેથી વિજયસીંહ જરા છેટો ખસી ગયો ને ફોજદાર સાહેબ લથડીયા ખાના ખાતા નીચે પડયા. જમાદાર વિજયસિંહને જેલમાં લઇ જતાં વિજયસિંહ બોલ્યો–અરે હાય! કેવો અધર્મ, કેવો અન્યાય અને કેવો જુલ્મ! જે જે ઠેકાણે આવા અધીકારીઓ હોય છે ત્યાં આવીજ રીતે ચાલે છે. રાજા ચાહે ગમે તેવા ન્યાયી હોય છતાં અધીકારી આવા અન્યાયી હોય ત્યાં ન્યાયને બદલે અન્યાય થાય તેમાં શું નવાઈ!

## પ્રકરણ ૧૩ મુ.

પુષ્પાવતી નગરી એ ઘણું સારૂં, અને સુશોભિત નગર હતું. તેમાં ચંપકસેન નામનો રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો ધાર્મિક, ન્યાયી. વિશ્વાસુ બહાદુર અને લડવૈયો હતો. પરંતુ તેના કર્મ સંજોગે તે કેટલાક વખતથી બે આંખે અંધ થયો હતો. તેને એક પુત્રી સિવાય બીજું કાંઇ સંતાન નહોતુ, તેને જોધબા નામની ઘણી ધાર્મિક અને પતિવ્રતા સ્ત્રી હતી, તે ઉભય દમ્પતિનું વર્ણન કરવા જોગ હતું, ઇશ્વરની તેના ઉપર અકૃપા હોવાથી તે બિચારાં પુત્ર વિના ટળવળતાં હતાં, તેમજ થોડી મુદતથી રાજા ચંપકસેન અંધ થવાથી આખા નગરની અંદર હાહાકાર વર્તાઈ રહ્યો હતો, ભાવી પ્રબળ છે, તેને મોટા મોટા વૈદ, જોષી વીગેરેને બોલાવી પોતાની આંખો તેમ ગ્રહ બતાવ્યા હતા; પરંતુ કોઇના હાથમાં તે દુઃખ મટાડવાનું નહોતું. આવી ભયાયક સ્થિતિમાં આવી પડેલો રાજા ચંપકસેન એક વખત પોતાનો દરબાર ભરી બેઠો હતો. તમામ દરબારીઓ ત્યાં હાજર હતા, તેમની સમક્ષ કહેવા લાગ્યો, મ્હારા વહાલા સામંતો, હું આંખો

વિના તેમ પુત્ર વિના સંસાર વૃથા ભોગવું છું, જેથી મ્હારી ગાદી મ્હારા વિશ્વાસુ અને પવિત્ર પ્રધાનને સોંપી હું જંગલમાં જઇ કોઈ ઠેકાણે બેસી તપ કરવા ઇચ્છા રાખું છું. મ્હારા વ્હાલા અને શૂરવીર સામન્તો આપ મ્હારી એકની એક પુત્રી સુમતીજા છે, તેના લગ્ન કોઈ સારા રાજપુત્રની સાથે કરજો. તમેજ એનાં માતાપિતા છો, એમ ધારી એને પાળજો, હું આ સ્થિતિમાં અહિં રહેનાર નથી.

**પ્રધાન**—મહારાજ ! આપ આવાં વાક્યો ન વદો, આપનાં આવાં વાક્યો સાંભળી હૃદય ભેદાઈ જાય છે.

**સામંત**—મહારાજ આપને જે બે વાતનું દુઃખ છે તેમાંનું એક અ-મારાથી દુર થઇ શકે તેમ નથી, નહિ તો અમે તેમાં પાછી પાની ભરીએ તેમ નથી.

**પ્રધાન**—જો કોઈ એમ કહે કે રાજાના બદલે બીજાને અંધાપો આવે અને રાજા સારા થાય તો તેમ કરવાને પણ હું તૈયાર છું.

**સામંત**—જો કોઇ તેની જડી બુટ્ટી બતાવે તો તે ગમે તેવી ભયં-કર જગ્યામાં હોય તો પણ આ સેવકો લાવી આપનાર ચર્ણમાં રજુ કરવા તૈયાર છે.

**ચંપકસેન**—સાબાસ છે ! મ્હારા શૂરા સામન્તો તમને શાબાસ છે ! તમે રાજકુળ દીપક છો, તેથી તમારો ધર્મ સારી રીતે બજાવવા તૈયાર થાઓ છો, અને મ્હારા જીવને માટે આટલો પ્રયત્ન કરવા ઇચ્છા રાખો છો એવું સાંભળી હું ઘણોજ આનંદ માનું છું. ધન્ય છે તમને અને તમારી સ્વામી ભક્તિને ? !

**ચોપદાર**—મહારાજ, કોઇ એક દુર દેશેથી વૈદરાજ આવે છે, તે અંદર આવવા કહે છે.

**પ્રધાન**—ઘણી ખુશીથી ! તેમને સત્વરે અંદર દાખલ કરો ?

સામન્ત—વૈદરાજ ? આપને ક્યાં રહેવું અને અહીં આવવાનું શું કારણ છે?

વૈદરાજ—મ્હારૂં ગામ કૌતકપુરી છે.

સામંત—ત્યાંથી આ તરફ શા માટે આવ્યા ?

વૈદરાજ—મ્હારા સાંભળવામાં આવ્યુ છે કે પુષ્પાવતી નગરીના રાજા ચંપકસેન બે આંખે અંધ છે અને તેમને દેખતા કરનારને તેમની પુત્રી અને અડધુ રાજ્ય આપવા ઠરાવ છે. એમ સાંભળી હું અહી આવ્યો છુ.

ચંપકસેન—વૈદરાજ, આપને નેત્રની દવા બરાબર યાદ છે ?

વૈદરાજ—મહારાજ જાણુ છુ તો ખરો, પરંતુ તેમાં ફળીભુત થવું એ ઇશ્વરના હાથમાં છે.

ચંપકસેન— ઇશ્વરની ઇચ્છા સીવાય કોઇ પણ કામ કરવા સમર્થ નથી તો આવી બાબતમાં ઇશ્વર ઇચ્છા સીવાય કશું બને નહિ.

પ્રધાન—વૈદરાજ ! આપ મહારાજની પાસે જઇ તેમનાં નેત્ર બરાબર જુઓ.

વૈદરાજ—બહુ સારૂ. ( કહી જાય છે. નેત્ર જુવે છે અને નીચે આવી કહે છે ) મ્હારામાં આંખો મટાડવાની હિંમત નથી, હું જવા રજા લઉ છું. ( જાય છે. )

ચંપકસેન—કેમ પ્રધાનજી ! વૈદરાજનો શું અભિપ્રાય છે ?

પ્રધાન—મહારાજ ! વૈદ્યરાજ તો મ્હારાથી નહી બને, કહી ચાલ્યા ગયા.

ચંપકસેન—જ્યારે કૌતકપુરીની હકીકત સાંભળી આટલે સુધી આવ્યાં છતાં તે ના પાડી ચાલ્યા ગયા, જેથી હવે મ્હારી આંખો દુરસ્ત થવા સંભવ નથી; તો પણ હવે ફરી એક વખત બીજી વાર જે રાજાની આંખો દુરસ્ત કરશે તેને અડધું રાજ અને

તેમની પુત્રીનાં તેની સાથે લગ્ન કરવામાં આવશે, એવો ઢંઢેરો પીટાવવાનુ કરશો

**પ્રધાન**— બહુ સારૂ મહારાજ ! જેવો હજુરનો હુકમ

ગામમાં ઢંઢેરો પીટાતો હતો તે વિજયસિંહે જેલમાં બેઠે બેઠે સાંભળવાથી તેણે સીપાઇને કહ્યું—ભાઇ, મને રાજા પાસે લઇ જાઓ ?

**સીપાઇ**—તેરે વહાં ક્યા કામ હૈ ? છાના માના ઇધર બેઠ ? તેરેસે કુછ હો સકે ઐસા હૈ ?

**વિજયસિંહ**—ભાઇ ! બનવું ના ન બનવું એ ઇશ્વર આધીન છે, પરંતુ મને રાજા પાસે લઇ જાઓ તો સારૂ.

**સીપાઇ**—છોકરા તેરા તો દીમાગ ફીરગયા હૈ કે ક્યા ? રાજકી આંખો દુરસ્ત કરનેકી હિંમત બતાતા હૈ ?

**વિજયસિંહ**—ગમે તેમ થવાનુ હશે તેમ થશે, પરંતુ મને ત્યાં લઇ ચાલો ?

**હુસનખાં**—ક્યું સૈયદઅલી ! ઉનકુ વહા લે જાઓગે ?

**સૈયદઅલી**—હા. મેંહુ તો લે જાઉં મગર જમાદારકી રજા લીની હૈ.

**હુસનખાં**—સાલે, જમાદાર અભી કહાં હૈ ? અપનેહી જમાદાર ?

**સૈયદઅલી**—જબ તુમ કહેતે હો તો મેં લે જાઉં.

**હુસનખાં**—હા ! હા ! જાઓ લે જાઓ ?

ઉપર પ્રમાણે હસનખાના કહેવાથી સેયદઅલી વિજયસિંહને લઇ દરબાર ભરાયો હતો ત્યાં લાવી બોલ્યો.

**સૈયદઅલી**—ગરીબ પરવર ! આ એક કેદી હૈ સો કહેતા હૈ કે મેંહું રાજકી આંખો અચ્છી કર દઉંગા, ઐસા સુનકર મેંહુ ઉસકો ઇધર લાયા હું.

**પ્રધાન**—(વિજયસિંહ પ્રત્યે) તમે કોણ છો અને અમારા રાજ્યમાં શું ગુન્હો કરી સજામાં પડ્યા છો ?

**વિજયસિંહ**—હું એક મુસાફર છું અને નીરઅપરાધે મને કાળાગ્રહમાં નાંખ્યો છે.

**પ્રધાન**—આપનું નામ તથા રહેવાનું ગામ કયું?

**વિજયસિંહ**—મ્હારૂં નામ વિજયસિંહ અને મ્હારૂં ગામ ચન્દ્રાપુર છે. (ખોટું બતાવે છે)

**પ્રધાન**—તમે આંખોની દવાનું કામ જાણો છો?

**વિજયસિંહ**—જી હા, સાધારણ જાણું છું.

**પ્રધાન**—જ્યારે તમે અત્યારથીજ સાધારણ જાણું છું કહો છો, તો પછી તમે દવા શું કરવાના હતા. કારણ અહિં મોટા મોટા હકીમ આવી ગયા તો તમારો શું હીસાબ.

**વિજયસિંહ**—ભાઇ, હીસાબમાં આવવાની મને જરૂર નથી.

**પ્રધાન**—તમારી પાસે જે દવા હોય તે અહીં મુકી રાજાની પાસે જાઓ, આંખો જોઇ પછી દવા કરો?

**વિજયસિંહ**—બહુ સારૂ. (રાજા પાસે જઇ આંખો જોઇ પાછો આવે છે.)

**પ્રધાન**—કેમ આંખો જોઇ, દુરસ્ત થાય તેમ લાગે છે કે નહિ?

**વિજયસિંહ**—જી હા, આંખો દુરસ્ત થશે. પરંતુ આંખો દુરસ્ત કરનારને જે આપવાનો ઠરાવ છે, તે પ્રમાણે લેખ કરી આપો. કે પછી હું દવા શરૂ કરૂં?

**ચંપકસેન**—મ્હારી આંખો દુરસ્ત કરી આપનારને મ્હારૂ અડધું રાજ્ય અને મ્હારી પુત્રીનાં લગ્ન કરી આપવાની મારી પ્રતિજ્ઞા છે.

**વિજયસિંહ**—ત્યારે હું મ્હારી દવા કરવી શરૂ કરૂં છું!

**ચંપકસેન**—ઘણી ખુશીથી કરો.

ઉપરની વાતચીતથી નક્કી થયું એટલે વિજયસિંહે માહાત્માએ

આપેલી બુટ્ટી લઇ ગુરૂનું નામ દઇ રાજાને એકાન્ત સ્થળે લઇ જઇ પોતાના હાથે વતી બુટ્ટી રાજાની આંખે લગાવી, એટલે તુર્ત રાજા ચંપકસેન દેખવા લાગ્યા. પરંતુ આથી તેને ઘણુ આશ્ચર્ય લાગ્યું, તેથી વૈદરાજને પોતાની જોડે ખુરસી ઉપર લઇ આસન આપ્યું

ચંપકસેન મહારાજની આંખો સારી થવાના સમાચાર સાંભળી આખા નગરમાં આનંદની રેલમછેલ થવા લાગી, દરબારમાં મોટો મેળાવડો ભરાવવા લાગ્યો. રાણીવાસમા ખબર થતાંજ તેની મુખ્ય રાણી જોધબા આનદમાં ઘેલી બની જઇ હજારો રૂપીઆના દાગીના પોતાના પતિની ખુશાલીમા અનાથવર્ગમાં આપ્યા. અને આજનો દીવસ કેવો માંગલીક લાગે છે, એમ બોલતી પોતાનાં પતિને મળવાના ઉલ્લાસમાં શણગાર સજી તૈયાર થઇ. નગરના મોટા મોટા શેઠ સાહુકારો તથા બીજા સરદારો, સામતો, પટાવતો, પોતાના માલીકને મળવા લાગ્યા.

વૈદરાજની આખા નગરમાં એક રીતે વાત થઇ રહી ને વાહ વાહના શબ્દો છવાઇ ગયા. આ વખતે સાયંકાળનો સમય થવાથી રાજા વૈદરાજને લઇ મહેલમા આવ્યા, એટલે કચેરી બરખાસ્ત થઇ.

## પ્રકરણ ૧૪ મું.

બીજે દિવસે સવારમાં રાજાની ઘણા દીવસે ચક્ષુઓ ખુલવાથી નગરમાં સ્વારી સાથે ફરવા નીકળવાનો વિચાર કર્યો. મહારાજ આજે ગામમાં ફરવા નીકળવાના છે એમ જાણી સુધરાઇવાળાઓ સડકો સાફ કરી પાણી છાંટવા લાગ્યા, વેપારીઓ પોતપોતાની દુકાનો શણગારવા લાગ્યા, ભામીનીઓ હાથમા સુવર્ણ પુષ્પો લઇ પોતાના પિતા તુલ્ય રાજાને વધાવવા રસ્તામાં ઊંચા ઓટલા

ઉપર ચઢી ઉભેલાં દ્રષ્ટિએ પડતાં હતાં, બાળકો તેમ બાળકીઓ સમયાનુસાર મધુર સ્વરથી ગાયન કરતાં હતાં, એટલામાં રાજા ચંપકસેનની સ્વારી કેટલાક સૈન્ય સાથે રાજમહેલ બહાર ઘણાજ દબદબાથી નીકળી. જેમાં મુખ્યત્વે હાથી બે હતા; તેમાં એકના ઉપર રાજા ચંપકસેન અને પ્રધાન બિરાજેલા હતા. બીજા ઉપર વૈદરાજ બીરાજમાન થએલા હતા. આગળ તેમ પાછળ અશ્વના ડાબલાથી કાન પડયું સંભળાતું ન્હોતું. આવી જે રાજા ચંપકસેનની સ્વારી મધ્ય બજારમાં આવી કે તેમના ઉપર પુષ્પની વૃષ્ટી થવા લાગી. રાજા ચંપકસેન પણ પોતાની રૈયતે તેમના ઉપર નાંખેલાં પુષ્પો બે હાથે ગ્રહણ કરતો હતો. ઇંગ્લીશ સ્કુલના વિદ્યાર્થીઓ હીપ હીપ હુરે એવા ધ્વનિથી મહારાજાને વધાવી લેતા હતા. આવી રીતે સ્વારી આખા નગરમાં ફરી પાછી રાજ્ય મહેલમા આવી. એટલે સ્વારો અશ્વને, માવતો હાથીને, સારથીઓ રથો તથા સીપાઇઓને પોતાના યોગ્ય સ્થાને લઇ ગયા.

બીજે દીવસે સવારમાં રાજા ચંપકસેને સભા ભરી મોટા મોટા વિદ્વાનોને બોલાવી રાજ્યાભિષેકનું મૂહુર્ત જોવરાવ્યું તેજ દીવસે મૂહુર્ત સારૂ હોવાથી તેજ દીવસે રાજ્યાભિષેક કરવાનું નક્કી કર્યું

થોડા વખતમાં વધારે કામ કરવાનું જાણી નોકર ચાકરો આમથી આમ ને આમથી આમ હડીઓ કરતા સામગ્રી તૈયાર કરવા લાગ્યા. અને સામગ્રી તૈયાર કરતાં શું વાર ! જેને પાણી માગતાં દુધ મળે તેને કોઇ પણ બાબતની ન્યુનતા શાની હોય ? નોકરોએ તમામ સાહિત્યો તૈયાર કરી રાજા ચંપકસેનને વરધી આપી.

**ચંપકસેન**—વિજયસિંહ, હું મ્હારી પ્રતિજ્ઞા પ્રમાણે આપનું લગ્ન મ્હારી પુત્રી સાથે કરી આપુ છું. પરંતુ તે પહેલાં મ્હને જરા થોડી હકીકત જાણવાની આવશ્યકતા છે તો આપ યતકિંચિત જણાવશો.

**વિજયસિંહ**—આપને જે પુછવા અપેક્ષા હોય તે ઘણી ખુશીથી પુછો.

**ચંપકસેન**—આપ કોણ છો, અને આપનું નિવાસ સ્થાન કયુ છે?

**વિજયસિંહ**—હું અલ્લાહપુરનો રહીસ રાજપુત્ર છું. (ખોટું કારણ પ્રથમ તેને ફોજદાર પાસે અલ્લાહપુર બતાવ્યું હતું, તેથી અહીં પણ તે નામ બતાવ્યું.)

**ચંપકસેન**—આપના પિતાનુ નામ શું છે?

**વિજયસિંહ**—મ્હારા પિતાનું નામ સંપતસિંહ છે.

**ચંપકસેન**— આપ જ્ઞાતે કેવા છો?

**વિજયસિંહ**—રાજપુત્ર છું.

**ચંપકસેન**—આહાહા ! ! કેવી નવાઇની વાત જેવુ મ્હારે જોઇતું હતું તેવુંજ મળ્યું. આ એક રાજપુત્ર છે ક્ષત્રિ છે, એટલુંજ નહિ પણ મ્હારી જ્ઞાતિનો છે જેથી મને મ્હારી પુત્રી દેવા. કોઇ પણ જાતની હરકત નથી. ઇશ્વર જે કરે છે તે સારાનેજ માટે કરે છે, પરંતુ મૂર્ખ માણસો તેને નીંદે છે. તેવા માણસો હમેશાં દુઃખીજ થયા કરે છે. એમાં જરા પણ સંશય નથી.

આવી રીતે બોલતો આનંદમય થતો મહેલમા આમ તેમ પર્યટન કરતો હતો. એટલામાં બ્રાહ્મણોએ આવી ખબર આપી, મહારાજ રાજ્યાભિષેકની સર્વ સામગ્રી તૈયાર થઇ ગઇ છે માટે આપ પધારો!

ચંપકસેન વિજયસિંહને બોલાવી જ્યાં મંડપ રચ્યો હતો ત્યાં ગયા. બ્રાહ્મણો વેદના ઉચ્ચાર કરતા અગ્નિદેવને આહુતીઓ આપે છે ને વિદ્વાન વિપ્રો તરફથી સ્વાહા સ્વાહાના શબ્દોચ્ચાર થઇ રહ્યા છે. રાજા ચંપકસેનના કહેવાથી તમામ રાજદરબારીઓએ ધર્માનુસાર વિજયસિંહનો રાજ્યાભિષેક કર્યો એટલે રાજા ચંપકસેને પોતાના માથાનો મુગટ વિજયસિંહને આપ્યો તથા પોતાની પુત્રી સુમતિને બોલાવી તેનો હસ્ત પકડી પોતાના જમાઇ વિજયસિંહના હાથમાં આપ્યો.

હુકમ પ્રમાણે તેઓના બહાર થવા લાગ્યા, વિધવિધ તરેહનાં વાજીંત્રો વાગવાં શરૂ થયાં, ગુણીકાઓ તરફથી નાચો શરૂ થવા લાગ્યા, તેમ બીજી કેટલાક પ્રકારની આનંદમય ગમ્મતો શરૂ થવા લાગી.

સાયંકાળનો વખત થયો એટલે રાજા વિજયસિંહ અન્ન ભોજન લઇ પોતાના ખાનગી મહેલે ગયા. આખી રાત પોતાના દિલોજાન મિત્રને કેવી રીતે મળાશે તે બાબત ઘણા ઘણા વિચારો થવા લાગ્યા. વિચાર કરતાં કરતાં નિદ્રા દેવીને શરણ થયા.

પ્રાતઃકાળ થયો એટલે વિજયસિંહની આંખ ઉઘડી ગઇ અને એકદમ ઝબકી બેઠો થયો બહાર ઝરૂખે આવી જુએ છે તો પ્રાતઃકાળનો સમય થયો જાણી દાતણ પાણી કરવા લાગ્યો. દાતણ કરતાં કરતાં પોતાના મનને વિચાર આવ્યો કે આ રાજ્ય અત્યારે મ્હારૂં થયું અને મ્હારા રાજ્યમા મને પકડનાર ફોજદાર જેવા અધર્મી માણસો છે, તેમના માટે વખાસર વિચાર કરવો એ અગત્યનું છે. કારણ તેને બરાબર સજા કરવામા નહિ આવે તો તેના હાથે બિચારા હજારો નીરઅપરાધીઓ મરી જશે; અર્થાત્ તેને તે ખરાબ કરશે. માટે કહેવત છે કે દુર્જનને દૂર કરવા. એમ વિચાર કરી દાતણ પાણી કરી તૈયાર થઇ પોતાના સસરા પાસે જઇ કહ્યું.

મહારાજ ! આજે મ્હારે આપણા રાજ્યના કેટલાક અમલદારોની હાલ ફેરફારી કરવાની જરૂર છે, માટે તે બાબત આપનો શો અભિપ્રાય છે ?

**ચંપકસેન**—વિજયસિંહ તમને જેમ યોગ્ય લાગે તેમ કરો, પરંતુ હકદાર ઉપર જરા વિચાર કરજો.

**વિજયસિંહ**—નહિ મહારાજ ! હું જે કરીશ તે આપની સમક્ષ કરીશ એટલે ન્યાય કરૂં છું કે અન્યાય તે આપના જોવામાં આવશે.

**ચંપકસેન**—ત્યારે તો ઘણી ખુશીથી કરો.

**વિજયસિંહ**—દીવાન આજે તમારાથી કે સીપાઇ સુધીના દરબારના તમામ નોકરો સુદ્ધાં સાંજે ચાર વાગે રાજમહેલના બગીચામાં હાજર રહે તેવો બંદોબસ્ત આપ કરશો !

**દીવાન**—બહુ સારૂં ! જેવી આપની ઇચ્છા.

હુકમ થતાંજ તમામ અધિકારીઓ તરફ હુજુર હુકમની ખબર મોકલાવી દીધી તેથી તમામ ચાર વાગે રાજમહેલના બગીચામાં આવી રજુ થયા, અને પોતપોતાના હોદ્દા પ્રમાણે બેઠક લઇ બેસતા હતા, એટલામાં રાજા ચંપકસેન તથા વિજયસિંહ બેઉ સાથે બગીચામાં આવ્યા. તેમને બેસવા માટે સીંહાસન તૈયાર હતુ તે ઉપર આવી બીરાજમાન થયા.

**વિજયસિંહ**—કેમ પ્રધાનજી ! રાજ્યમાં નીમણુક છે તે પ્રમાણે લોકો આવી ગયા છે કે નહિ ?

**પ્રધાન**—જી હા ! મહારાજ તમામ આવી હાજર થયા છે.

તમામ આવી હાજર છે ! સાંભળી વિજયસિંહ સીંહાસન ઉપરથી નીચે ઉતરી તમામની પાસે જઇ પુછવા લાગ્યા કે તમે કોણ છો ? કયા હોદ્દાનું કામ કરો છો ? પગાર શું મળે છે ? વીગેરે સર્વને પુછી લીધુ. આ વખતે વિજયસિંહનો દેખાવ એવો હતો કે તેને કોઈ ઓળખી શકે નહિ. કહેવત છે કે "એક નુર આદમી, હજાર નુર કપડા; લાખનુર ટાપટીપ, કરોડ નુર નખરા.' એવી રીતે વિજયસિંહ ખુબ કપડે લત્તે તૈયાર થઇ આવ્યો હતો, તેથી તેને કોઇએ ઓળખ્યો નહિ તેને ફોજદાર પાસે આવી કહ્યું, તમે કોણ છો ? અને શુ પગાર મળે છે ? ફોજદાર કહે હુ ફોજદાર છુ ને પગાર ચાલીશ રૂપીઆ મળે છે, તેટલું પુછી વિજયસિંહ પાછો પોતાના આસન ઉપર આવી બેઠો. વળી વીચાર આવવાથી ચંપાકુંવર તથા તેના નોકર ગુલાબખાંને

બોલાવવા સ્વાર મોકલ્યો, સ્વારને પહોંચતાં જ ચંપાકુવર તૈયાર થઇ દરબારમાં આવી એક ઠેકાણે ઉભી રહી.

વિજયસિંહ—પ્રધાનજી! અહીં આવો, મ્હારે આપનાથી કેટલીક સલાહ લેવાની જરૂર છે.

પ્રધાન—જી હાં. મહારાજ તૈયાર છુ (કહી ઉઠી બને જણ એકાન્ત સ્થળે જાય છે.)

વિજયસિંહ—પ્રધાનજી, આપણા નગરમાં કેટલાક દુરવ્યસની અને નિરઅપરાધીઓને સજા કરનાર તથા વ્યભિચારમાં મસ્ત બની ફરનાર પોતાની શુ ફરજ છે, સરકારે આપેલો અખીકાર કેવી રીતે બજાવવો જોઇએ, જેની તેમની બીલકુલ ખબર નથી. ફકત દારૂ, વ્યભીચારના ધંધામાં મસ્ત રહી પોતાની નજરમાં આવે તેવા ન્યાય કરે છે, અને તે બદલનો દાખલો મ્હને હાલ પ્રત્યક્ષ મળ્યો છે, જેથી એવા નીમકહરામ નોકરોને આપણા રાજ્યમાં રાખવા યોગ્ય ન હોવાથી તેમને તેમના કરેલા કૃત્યની સજાએ પહોંચાડવા જોઇએ.

પ્રધાન—આપના રૂબરૂ જે અધિકારીએ એવો ગુન્હો કર્યો હશે, તો તેને કરેલા કૃત્યનું ફળ આપવું જ જોઇએ. પરંતુ તે અધીકારી કોણ અને તેનુ નામ તથા કયા હોદ્દાનું કામ કરે છે તે કૃપા કરી જણાવશો ?

વિજયસિંહ—શાન્ત થાઓ. હુ તમને તમામ હકીકત કહું છું.

પ્રધાન—બહુ સારૂ મહારાજ !

વિજયસિંહ—આપણા આ ન્યાયી રાજ્યમાં હાલ મારી નજર આગળ આપના ફોજદારે દારૂ પી એક બીચારા નીરપરાધી બાળક ઉપર કોઈ પ્રકારનું તહોમત નક્કી કર્યા વગર બંધીખાનામાં

નાંખ્યો હતો, માટે તે બાબત તેમનું શું કહેવું છે તે તેમને પુછી શિક્ષાએ પહોંચાડવાની તજવીજ કરો. એમ કહી વિજયસિંહે પોતાના ઉપર બનેલી તમામ હકીકત પ્રધાનને સમજાવી તેથી પ્રધાને જડજને સંભળાવી.

**જજ**—તે ફોજદારના ઉપર તેવી ફરીયાદ દાખલ થએલ નથી, એટલે તપાસ કરી કામ ચલાવવા કેટલીક હરકત પડશે, તેમજ પુરાવાના આધાર વગર કેસ સાબીત કરવા મુશીબત પડશે, અને કેસ સાબીત ન થાય ને ગુન્હેગારને સજા થાય તે ન્યાયની સજા થઈ કહેવાય નહિ.

**વિજયસિંહ**—જજ સાહેબ ! આપનુ કહેવુ યથાર્થ છે. પરંતુ કોઇ પણ સરકારી અમલદાર વિરૂદ્ધની હકીકત આપના સાંભળવામાં આવે તો સરકાર તરફે તેના ઉપર ફરીયાદ શા માટે દાખલ થવી ન જોઇએ ?

**પ્રધાન**—એવી રીતે સરકાર તરફે ફરીયાદ દાખલ કરવામા આવે તો કેસ સાબીત કરવા માટે પુરાવા લેવા અવશ્યના છે, અને તે મેળવતા ઘણી મુશીબત પડે તેમ લાગે છે.

**વિજયસિંહ**—જેને ગુન્હેગારે ગુન્હો કર્યો હશે તો તેના એકનો નહિ પણ બલકે પચાસ પુરાવા મેળવવા હરકત પડશે નહિ. પરંતુ તેવી ફરીયાદોમાં કેટલીક હકીકત ખરી શોધી કાઢવા માટે છુપી રીતે તેમજ બાતમી દારાથી હકીકત મેળવવી પડે છે.

**પ્રધાન**—જજ સાહેબ ! તમને કહેલ હકીકત પ્રમાણે કેશ ચલાવવો શરૂ કરો, અને તેનો ન્યાય અત્યારે જ આપો !

**જજ**—જેવો આપનો હુકમ.

આ પ્રમાણે ત્રણે જણાની ખાનગી રીતે વાત પુરી થઇ રહી

એટલે જજ બહાર આવી પોતાના આસને બેસી કેશ ચલાવવો શરૂ કરવા લાગ્યા.

જજ—ફોજદાર, આપે આજથી આઠ દીવસ ઉપર કોઇ માણસને જેલમાં મોકલ્યો હતો ?

ફોજદાર—(ઉભા થઇ) જી, ના ! મે કોઇ પણ સખસને આપની કહેલી મુદતમાં તેમજ તે પહેલાં કોઇને જેલમાં મોકલ્યો નથી.

જજ—આપની ખરેખરી હકીકત જાહેર કરશો તો આપના માટે આ વખતે માફી આપવામાં આવશે.

ફોજદાર—તે બાબતમાં હું કાંઇ પણ હકીકત જાણતો નથી.

જજ—તમે તે બાબતમાં કાંઇ પણ હકીકત જાણતા નથી કેમ ?

ફોજદાર—જી. ના.

જજ—(ચંપાકુંવરને ઉભી કરી તેના સામો હાથ કરી) તમે આને ઓળખો છો ?

ફોજદાર—જી–હા.

જજ—એ કોણ છે ?

ફોજદાર—એ આ નગરની રહેનાર નાયકા છે.

જજ—તમે એને ત્યાં કોઇ કોઇ વખત જાઓ છો કે કેમ ?

ફોજદાર—જી–હા.

જજ—જો આપ એને ત્યાં જતા હશો તો તમારે ને એને સારો સંબંધ હશે કેમ ?

ફોજદાર—જી–ના. મ્હારે ને એને એટલો બધો ઘાડો સંબંધ નથી; ફક્ત પ્રસંગોપાત જાઉ તેટલીજ ઓળખાણ.

જજ—કેમ ચંપાકુવર ત્હમારે ત્યાં ક્યારે ચોરી થઇ હતી ?

ચંપાકુંવર—જી–ના. મ્હારે ઘેર ચોરી થઈ નથી.

જજ—ચોરી ન્હોતી થઇ, પણ ત્હેં તેની ફરીયાદ કરી હતી ?
ચંપાકુંવર—( ગભરાટમાં નાના બદલે ) હા.
જજ—એ ફરીયાદ તમે માજીસ્ટ્રેટને ત્યાં કરી હતી કેમ ?
ચંપાકુંવર—જી ના. માજીસ્ટ્રેટને ત્યાં તો ન્હોતી કરી, પરંતુ ફોજદાર સાહેબને કરી હતી.
જજ—તે ફરીયાદ તો આપને એ જણ સીપાઈ મારવા આવ્યા હતા તે બદલની કરી ?
ચંપાકુંવર—જી—ના. એ ફરીયાદ તો મ્હારા સુવાના ઓરડામાં કોઇ વટેમાર્ગુ પેસી ગએલો હતો તે બાબતની કરી હતી.
જજ—પછી તે આરોપીને ફોજદાર સાહેબે શું કર્યું ?
ચંપાકુંવર—તેને પોલીસના જમાદાર મહમદબેગ તથા સીપાઇ હમનખાં અને સૈયદઅલી મારે ઘેરથી પકડી ગયા હતા. પછી શું થયું તેની મને ખબર નથી.
જજ—તમે આપેલી ફરીયાદની પુરી હકીકત સમજાવવા ફોજદારને ત્યાં ગયાં અગર તેમને તમારે ત્યાં બોલાવ્યા હતા ?
ચંપાકુંવર—જી ના.
જજ—કેમ જમાદાર ! મહમદબેગ તમે જે આરોપીને પકડી લઇ ગયા હતા તે આરોપી ઉપર શું તહોમત રાખ્યું હતું ? અને તે સંબધમાં તમે બીજી શી હકીકત જાણો છો ?
જમાદાર—ગરીબ પરવર, એ ચંપાકુંવરને રાતકુ બુમ મારી કે ચોર હૈ, ચોર ! જબ મ્હેં વહાંસે રોન ફીરતા ફીરતા આતા થા, મ્હે તે બુમ સુનકર વહાં ગયા, ઔર ઉસ આરોપીકો પકડકે ફોજદાર સાહેબકે પાસ લે ગયા ફીર ફોજદારને ઉસકો ક્યા કીયા વ્હો મ્હે જાનતા નહી.

**જજ**—તે વખતે ત્હમારી પાસે બીજું કોઈ હતું કે કેમ ?

**જમાદાર**—હસનખાં ઔર સૈયદઅલી થે.

**જજ**—કેમ હસનખાં તમે આ બાબત શું હકીકત જાણો છો ?

**હુસનખાં**—(ધ્રુજતે ધ્રુજતે) જહાંપનાહ ! મ્હે ઉસ બાબત મ્હે જીતની હકીકત જમાદારને કહી ઈતનાહી મે જાનતા હુ, ઔર કુચ્છ નહી જાનતા હું.

**જજ**—એવી વીશેષ હકીકત જાણતા નથી કેમ ?

**હુસનખાં**—જી ના.

**જજ**—કેમ સૈયદઅલી ! તમે આ બાબતમાં શું કહો છો ?

**સૈયદઅલી**—ગરીબ પરવર હું જીતની હકીકત જાનતા હું એતની હકીકત આપકે આગે જાહીર કરતા હૂ.

**જજ**—બોલો શુ હકીકત છે ?

**સૈયદઅલી**—જો વ્હો ચંપાકુંવર ખડી હૈ, ઉસને એક રોજ રાતકું હમ રોન ફીરકે આતે થે, વ્હો બખ્ત એ નાયકાકા નોકર ગુલાબખાં હમારી પાસ આયા. ઔર કહેને લગા જમાદાર સાહેબ, હમારી બાઇને એક કોઈ સખ્સકુ ફસાયા હૈ ઔર વ્હો માણસ હમારે મકાન ઉપે હૈ ઉસ લીયે આપકો મ્હારી બાઇને બુલાયે હૈ, તો આપ વ્હાં ચલીએ. એસા કીયા તો જમાદાર હમારે સાથ વહાં આયે. ઉપેસે બુમ મારી કે ચોર હૈ, ચોર ! ઇતને જમાદાર ઉસકો પકડકે ફોજદારસાબકે વહાં લે ગએ ફોજદાર સાબને જેલમેં લે જાનેકા હુકમ દીયા. બીજે રોજ સબેરમેં મ્હેં ફોજદાર સાબકે વહાં બેઠાથા, ઇતનેમેં ચંપાકુંવર વહાં આયી, ઔર ફોજદારકું કહેને લગી કે આજ આપકે ઇહાં ગમ્મત હૈ તો આપ પધારીએ ? ઐસા કહેકર આપકે મકાનકો ચલ ગઇ.

ફીર સામકો અપ્ન્ત ફોજદાર સાગ હમકું સાથ લેકર ઉસકે મકાનકો ગએ. તો વહાં સતાર, ઢોલક, તાંબુરા, ફીડલ, પેટી, સબ વાજીંત્રકે સાથ ગમ્મત શરૂ હુઇ. ફીર ચંપાકુંવરને ફોજદારસાબકો દારૂ પીલાકે કહેને લગી કે, જો ગુન્હેગારને કલ પકડા હૈ ઉસકું બરાબર સજા કરના. જો ઇતનાહ મારા કામ આપ કરેગે તો હમ તુમકો પચાસ મહોર દેગે એસા કીયા ફીર ફોજદાર કચેરીમે ગએ, કચેરીમે આકર ગુન્હેગારકો બોલાયા ઓર જો કુચ્છ પુછનેકા થા વોહ પુછા. ફીર જેલમે ભીજવા દીયા.

જજ—કેમ ફોજદાર ' સીપાઇ સૈયદઅલીએ કહેલી હકીકત બાબત આપનું શું કહેવુ છે !

ફોજદાર—( ગભરાતાં ) બધુ ખોટું છે.

જજ—બધુ ખોટું છે કેમ ?

ફે.જદા—જી હા બધું ખોટું છે.

જજ—કેમ ગુલાબખા આ બાબત તમે શુ જાણો છો ?

ગુલાબખાં—સા . . .સા. . . . હે. . . .બ . . .ધ. . . . .ધું. . .ખ. . . રૂં. . . . . છે.

જજ—બધુ ખરૂં છે એ વાત ખરી, પરતુ તે સખસ ચંપાકુંવરને ત્યાં કયાથી આવ્યો તે હકીકત જાહેર કરો ?

ગુલાબખાં—સાબ મેરી બ ઇકે કહેનેસે મેં ઉસકો રસ્તેમેસે ફુસલાકે ફરેબ દેકર હમારે મકાનકો લે ગયા. વહાં મેરી બાઇને ઉસકું કુચ કીયા, લેકીન ઉસને વોહ બાતકું કબુલ નહિ કીયા ઉસકે લીયે એ નીરપરાધીકું ફસાનેકે બાસ્તે મેરી બાઇને યૈ યુક્તિ રચી થી.

જજ—કેમ ચંપાકુંવર, હવે આ બાબત તમારૂં શું કહેવું છે ?

ચંપાકુંવર—સહેબ મ્હેં જે કૃત્ય પૈસા મેળવવા છાનુ કર્યું હતું. પરંતુ તે મ્હારા પાપને લીધે ખુલ્લું થઇ ગયું છે, તેથી મ્હારો આટલો ગુન્હો ક્ષમા કરો.

જજ—કેમ ફોજદાર, હજી પણ આપનુ શુ કહેવુ છે તે કહો ?

ફોજદાર—કરેલા કૃત્યનો બદલો ભોગવવો એજ કહેવું છે

ઉપર પ્રમાણે તમામની જુબાની પુરી થઇ રહ્યાથી જજ સાહેબે બનેલા તમામ કેસના કાગળો વિજયસિંહના હાથમાં મુક્યા, એટલે વિજયસિંહે નીચે પ્રમાણે ઠરાવ કરી ગુન્હેગારોને સજા કરી.

ઠરાવ.

ઉપરના તમામ કેસની હકીકતથી વાકેફ થઇ હુ મહારાજ વિજયસિંહ ઠરાવ કરૂ છુ કેઃ—

ફોજદારે લાલચ, વ્યભિચાર, તથા દારૂના છંદમા પડી જે ગેરવ્યાજબી ગુન્હેગારને તપાસ કર્યા વગર અપરાધી ગણી સજામાં મોકલ્યો હતો, તે બદલ આ વખતના માટે તેને ચાર વર્ષની સખ્ત સજા કરવામાં આવે છે. તેમજ ચંપાકુંવરે નીરપરાધી માણસને પૈસા મેળવવા માટે સપડાવવા પ્રયત્ન કર્યો, તેમજ અધીકારીને પૈસાની તથા વ્યભિચારની લાલચમા નાખી જે ખોટે રસ્તે દોરેલા છે, તેને માટે તેને જન્મ ટીપની સજા કરવામાં આવે છે. જન્મ ટીપની સજા કરવા લાયક જો કે આ ગુન્હો નથી, તોપણ આવા ગુન્હેગારોને આવી સખ્ત સજા કરવામા ન આવે તો તેના દાખલા જોઈ બીજા પણ લોકો તેવા રસ્તે પગલું ભરતાં અટકે નહિ. માટેજ આટલું સખ્ત સાસન કરવું એમ યોગ્ય લાગે છે.

જમાદાર મજકુર પણ તે છંદમાં પડેલો હોય એમ અનુમાન ચંપાકુંવરના ખાનગી રીતે બોલાવવાથી રાત્રે તેને ઘેર ગયો, તે ઉપરથી જણાય છે; માટે તેને તે ગુન્હા બદલ ત્રણ વર્ષની સજા કરવામાં આવે છે.

સીપાઇ હસનખાંએ પોતાના અધીકારીએ પુછતાં ખરી હકીકત છુપાવી ખોટી હકીકત જાહેર કરી તે બદલ બે વર્ષની સજા કરવામાં આવે છે.

ચંપાકુંવરનો નોકર જે ગુલાબખાં -તેને પોતાની બાઇએ ગેરવ્યાજબી હુકમ કર્યો તેને અમલમાં નહિ લાવવો જોઇતો હતો; છતાં તે ગેરવ્યાજબી હુકમ પ્રમાણે ચાલ્યો માટે એક વર્ષની સજાને પાત્ર છે

સીપાઈ સૈયદઅલીએ પોતાના અધીકારીએ પુછેલી વાત જેવી તેવી જાહેર કરી તેથી તેને નિર્દોષ કરી છોડી દેવામાં આવે છે. તા, તજકુર.

વિજયસિંહ સંપતસિંહ.

મહારાજાધીરાજ પુષ્પાવતી.

મારા વાંચક મિત્રો ! આ ઉપરથી આપને એટલી જ વિનંતી કરૂં છું કે આપ એવા રસ્તે નહિ જતાં પ્રમાણીકપણાથી વ્યાજબી રસ્તા ખોળશો તો ભવિષ્યમાં તમારૂં શ્રેય થયા સીવાય રહેશે નહિ.

જજ—સીપાઈ ગુન્હેગારોને તેમના કરેલા કૃત્યનો બદલો મળી ચુકયો છે. માટે જેલમાં લઈ જાઓ.

સીપાઇ—જેવો આપ સાહેબનો હુકમ. પરંતુ ઘણી જ અફસોસની વાત છે કે જે અમારા ઉપર હુકમ ચલાવતા હતા, તેને અમારા હાથે પકડી લઈ જવા, એ ઘણુંજ લાચારી ભરેલું છે. પરંતુ અધીકારીનો હુકમ બજાવવો એ પણ એક અમારી ફરજ છે. ( લાચારીથી હાથ કડી કરે છે. )

જજ—અરે નીમકહરામ ફોજદાર, આ ત્હારા તાબાના સીપાઇઓને આટલું જ્ઞાન છે, છતાં તેટલું ત્હારામાં નથી એ ઘણી જ લાચારીની વાત છે.

ફોજદાર—(સભા પ્રત્યે)મારા મહેરબાનો અને અધીકારીઓ, હું



આપને એક અરજ કરૂં તે જરા ધ્યાનમાં લેશો. મ્હારી અરજ એટલીજ છે કે, પાપી દારૂના વ્યસનમાં તેમજ ચંપાકુંવરના મોહપાસમાં અને દ્રવ્ય મેળવવાની ખોટી આશાને પતંગીયાની માફક અંજાઇ પડેલો તેનો બદલો મને જે મળ્યો છે તે આપના જાણવા બહાર નથી. ધરતી માતા તું આ વખતે મને માર્ગ આપ. આકાશ મ્હારા ઉપર તુટી પડો, યા મ્હારૂં ગમે તેમ થાઓ, પરંતુ હે સાહેબો આપ તે રસ્તે જશો નહિ. આપ એમ નહિ સમજતા કે હું આ કૃત્ય છાનું કરૂં છું એટલે કોઇ જાણશે નહિ, પરંતુ છાનું શું, પણ ગમે તેવી રીતે ચુપકીથી કરશો પણ જ્યારે જાહેર થશે ત્યારે તમારા પણ હાલ મ્હારા જેવાજ થશે, મ્હારા જેવા હાલ થશે એટલુંજ નહિ; પણ જગતકર્તા પરમેશ્વર તે ગુન્હાની સજા કર્યા વગર રહેવાના નથી, એમ નિશ્ચય માનજો. તમારા માલીકનું સોંપેલું કામ બરાબર સંતોષકારક રીતે પ્રમાણીકપણે કરશો તો તમારૂં આ ભૂમિમાં નામ થશે, નહીતો-મ્હારા જેવા અભાગી, અવિશ્વાસુ, અને નીમકહરામ કહેવાઇ આખરે મ્હારા જેવા ફજેતીએ પહોંચશો. ( કહી જાય છે. )

ગુન્હેગારોને લઇ ગયા પછી બાગમાં ભરાએલા અમલદારો સૌ સૌને સ્થાને ગયા, અને વિજયસિંહ તથા ચંપકસેન બંને હાથી ઉપર આરૂઢ થઇ કેટલીક સ્વારી સાથે મહેલમાં દાખલ થયા. રાજા ચંપકસેન પોતાના સ્થાનકે ગયા અને વીજયસીંહ પોતાના નીવાસમાં પધાર્યા.

રાત્રીનો વખત થઇ જવાથી ભોજન કરી, વિજયસિંહ પોતાના શયનનીવાસમાં ગયા તે વખતે ચોપદાર–આસ્ત કદમ, નાસ્તે કદમ, સોનેરી છડી, રૂપેરી મસાલ, જરીયાની જામા, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ

મહારાજાધિરાજ વીજયસેન મહારાજને ઘણી ખમા ! આજુ બાજુએ નીચા રખો મહેરબાન સલામ, સલામ, સલામ ! આ વખતે તેમની સ્ત્રી સુમતિબા પોતાના પતિની રાહ જોતી બેઠી હતી, અને પોતાના પતિ હમણાં આવશે, કે કયારે આવશે તે ફીકરમાં બેઠી હતી, એટલામાં વિજયસિંહ આવ્યા.

**વિજયસિંહ**—કેમ પ્રિયા ! આજે તમામ આભુષણો ધારણ કર્યા છે ! તેનું કારણ શું તે કાંઇ સમજાતું નથી, માટે જો કહેવા હરકત નહિ હશે તો જણાવશો.

**સુમતિબા**—( શરમાતી ) વહાલા આપ જાણો છેઃ ને મ્હારી મશ્કરી કરો છો ?

**વિજયસિંહ**--પ્રીયા, તેમાં મશ્કરી કરવા જેવું કાંઇ નથી, હું આપને સહેજ પુછું છું.

**સુમતિબા**--સ્ત્રીએ પોતાના પતિનું કોઇ પણ રીતે મન પ્રસંન રાખવું એજ સતી સ્ત્રીઓનો ધર્મ છે.

**વિજયસિંહ**--પ્રીયા, આપ ખરેખર સ્ત્રીના ધર્મને જાણનાર છો !

**સુમતિબા**--વહાલા, આજ આપની મુખાકૃતી ઉદાસ કેમ લાગે છે વારૂ ?

**વિજયસિંહ**--પ્રીયા, કાંઇ નહિ.

**સુમતિબા**--કંઇ નહિ કેમ, દિન પ્રતિદિન આપણા ચહેરામાં ફેર પડતો આવે છે તેનું શું કારણ ?

**વિજયસિંહ**—પ્રીયા, હું મ્હારા મિત્રની શોધમાં નીકળ્યો હતો પરંતું મિત્રની શોધ તો બાજુએ. રહી અને અહિ આવી. ચડ્યો છું. હું અહિ મગ્ન કરૂં છું અને તે બીચારો કોણ જાણે શી દશામાં હશે.

સુમતિબા—વહાલા, તે આપના મિત્ર કોણ છે ?

વિજયસિંહ—તેનું નામ અને હકીકત કહેવા અત્યારે હરકત છે.

સુમતિબા—હું આપની અર્ધાંગના છતાં જ્યારે મને નહિ કહો તો પછી કોને કહેશો ?

વિજયસિંહ—પ્રિયા, સ્ત્રીઓને કેટલીક ગુપ્ત વાતો કહેવાથી તેનું પરીણામ માઠું આવે છે.

સુમતિબા—વહાલા, બધી સ્ત્રીઓ કાંઇ સરખી હોતી નથી.

વિજયસિંહ—આપનું કહેવું યથાર્થ છે, પરંતુ કહેવત છે કે સ્ત્રીની બુદ્ધિ પાનીએ.

સુમતિબા—વહાલા, એમ કેમ, શું સ્ત્રીમાં અક્કલ નહિ હોય ? અને તે કહેવત શા માટે પડી હશે ?

વિજયસિંહ—સ્ત્રી ગમે તેવી ચતુર, ડાહી, શાણી, હોવા છતાં પોતાના પગની પાની સામું જોતી જાય છે તેથી તે કહેવત પડી હશે એમ ધારૂં છું.

સુમતિબા—વહાલા, જો મને વાત કરવાથી આપને દુઃખ થતું હોય તો તે વાત સાંભળવા હું માગતી નથી.

( એમ કહી પોતાના પતિ વિજયસિંહને ભેટી પડવા જાય છે. )

વિજયસિંહ—હાં, હાં, પ્રીયા સબુર કરો મને અડશો નહિ !

સુમતિબા—વહાલા ! અડશો નહિ એમ કેમ, શું હું ભ્રષ્ટ છું ? !

વિજયસિંહ—નહિ પ્રીયા, મ્હારાથી તમને ભ્રષ્ટ કેમ કહેવાય ? !

સુમતિબા—જો એમ ન ધારતા હો, તો પછી અડવાનો શું બાધ છે ? !

વિજયસિંહ—જ્યાં સુધી મ્હારા મિત્રની ખબર ન મળે ત્યાં સુધી મારે સ્ત્રીને અડવાની પ્રતિજ્ઞા છે. (મનમાં વિચાર કરે છે કે હું જ તારા જેવી છું ને તને શું કરૂં.)

સુમતિબા—વહાલા! તમારા મિત્રની શોધ મળશે ત્યાં સુધી આ દાસીને તરછોડશો ?

વિજયસિંહ—હું ન તરછોડું ! પરંતુ મેં પ્રતિજ્ઞા કરી છે, એટલે લાચાર !

સુમતિબા—વહાલા ! ત્યારે તો હવે આપણે બન્ને જણાં તમારા મિત્રની શોધમાં જઇએ ?

વિજયસિંહ—પ્રીયા ! શોધમાં જવુ એ તમારા જેવી કોમળ સ્ત્રીઓને ઘટીત નથી.

સુમતિબા—વહાલા ! શું ત્યારે તમે મને તમારી સાથે નહિ લઇ જાઓ ?

વિજયસિંહ—વહાલી ! શોધમાં જવુ એ તો એક જંગલે જંગલ ફરવું, પહાડોની ખીણમા રહેવું, અન્ન વીના ફળ ખાઇ દીવસો નિર્ગમન કરવા ત્યાં આપના જેવાનું કામ નહિ.

સુમતિબા—જ્યારે તમે તેવા કષ્ટો સહન કરશો ત્યારે મારાથી નહિ થાય કેમ.

વિજયસિંહ—હવે બધી વાત જવાદો અને સવારે મને મ્હારા દીલજાન મિત્રની શોધમા જવા રજા આપો, હું તેની શોધ કરી તેને શોધી લાવું. તેના વિના મ્હારૂં હૃદય બળી ખાખ થઇ જાય છે, અન્ન પણ લેવુ ગમતું નથી, જ્યાં જોઉ છુ ત્યાં તેના વિના મને શુન્ય લાગે છે. અરે હાય ! પ્રાણાધાર મને કયારે મળશો ? (ભુલથી બોલી જવાય છે.

સુમતિબા—(મનમાં આ શુ ! આ તો કહે છે કે "ઓ પ્રાણાધાર ! તમે કયારે મળશો ?" ત્યારે આમાં કાંઇ પણ ભેદ લાગે છે. અરે ઇશ્વર ! તને શુ ગમે છે.) વહાલા આમ શા માટે કરો છો ? હું મ્હારા પોતાને કહી સ્વારોને તમારા મિત્રની શોધ માટે મોકલાવું છું. ફીકર કરશો નહિ ?

વિજયસિંહ—આજે કેટલાક દીવસથી ફરી ફરી અંત નિકળી ગયો છતાં પત્તો નથી તો બીજાથી શું થવાનું હતુ ?

સુમતિબા—(પ્રથમનો શક પડવાથી) વહાલા, આપને હું મારા સ્ત્રી હત્યાના સોગન દઈ કહું છું કે આપ જાતે કોણ છો અને આપનું ખરૂં નામ ઠામ શું તે જણાવશો ?

વિજયસિંહ—(મનમાં આ સ્ત્રીને સ્ત્રી હત્યાના સોગન દઇ મને મ્હારી ખરી હકીકત પુછવાનું શું કારણ હશે ?) પ્રીયા ! આપને શું કામ છે. જ્યાં સુધી તમારાં લગ્ન મારી સાથે થયાં ત્યાં સુધી તમને મ્હારા નામ ઠામની ખબર નથી ?

સુમતિબા—ક્ષત્રી પુત્રો કેટલીક વખતે પોતાના માથે આફત આવવાથી ખોટું નામ ઠામ બતાવે છે, માટે જ અત્યારે આપને પુછવું પડે છે.

વિજયસિંહ—(હવે ખરી વાત કીધા સીવાય છુટકો નથી.) પ્રીયા વહાલે મારો યા જીવાડો હું તમારે શરણે છું.

સુમતિબા—આમ આવા શબ્દો બોલી મને લાચાર નહિ બનાવો ?

વિજયસિંહ—લાચાર શું બનાવું ? હું પોતેજ લાચાર છું.

સુમતિબા—એમ કેમ ?

વિજયસિંહ—હું વૈરાટ્ય નગરીના રાજકુમાર પુષ્પસેનની સ્ત્રી છું, અને મારૂં નામ શૃંગારબા છે.

સુમતિબા—(આશ્ચર્ય પામી) શું તમે સ્ત્રી છો ?

વિજયસિંહ—હા.

સુમતિબા—તમે સ્ત્રી છતાં પુરૂષના વેશમાં ફરવાનું શું કારણ ?

વિજયસિંહ—મ્હારા પતિ પુષ્પસેન એક દીવસ રાત્રે ઉઠી મહેલમાથી કોઇ ઠેકાણે ચાલ્યા ગયા છે તેમની શોધમાં હું નીકળી હતી. મ્હારા ઉપર અસંખ્ય દુઃખો પડી ગયાં, છેવટ એક મહાત્મા મળ્યા તેમણે મને એક જડી બુટ્ટી આપી, જેથી મ્હેં તમારા પિતાની આંખો ઉઘાડી તેથી તેમણે મ્હારૂં લગ્ન તમારી સાથે

કર્યું માટે મ્હારા અનાથ ઉપર ક્રોધ નહિ લાવતાં શાન્ત થાઓ.

સુમતિબા—અરે વાહ ! શૃંગારબા તમે આખી મ્હારી જીંદગી બગાડી, કારણ એક વખત મ્હારૂં લગ્ન થઇ ચૂકયું એમ દેશ પરદેશમાં જાણ થઇ. હવે બીજી વાર મ્હારૂં લગ્ન શી રીતે થાય ? આહાહા ! ! શું નવાઇની વાત !

વિજયસિંહ—બેન ! આપ હવે મને જવાની રજા આપો કે હું મ્હારા વહાલા પતિની શોધમાં જાઉં ?

સુમતિબા—વહાલી બેન ! હવે મ્હારે પણ એક ઇલાજ રહ્યો નથી જેથી તમારા પતિ તેજ આજથી મ્હારા પતિ ગણી તેમની શોધ માટે આપની સાથે આવવા તૈયાર છું.

શૃંગારબા—બેન ઘણી ખુશીની વાત છે ! મ્હારે નસીબે નહિ પણ તમારે નસીબે શોધ કરતાં તેમનો પત્તો લાગે તો પછી કોઈ પણ વાતની ન્યુનતા રહેશે નહિ ?

સુમતિબા—બહુ સારૂં બેન. હું મારા પિતાની પાસેથી થોડા સ્વારો લઈ આપની સાથે આવવા તૈયાર થાઉં અને આપ પણ તૈયાર થાઓ. એમ કહી સુમતિબા પોતાના પલંગ ઉપર આડી થઇ એટલે નિદ્રાદેવીએ તેના ઉપર અસર કરી, શૃગારબા પણ પલંગ ઉપર સુઇ રહી.

બીજા દિવસે પ્રાત કાળ થયો એટલે સુમતિબાની આંખ ઉઘડી ગઈ. તેણે શૃંગારબાને જગાડી કહ્યું, હવે મારા પીતાની પાસેથી રજા લઇ સ્વારોને તૈયાર કરી પાછી આવુ છું, એટલામાં આપ પણ તૈયાર થઇ રહેશો કે જેથી ઠંડીના વખતમા થોડે દુર પહોંચી જઇએ, કહી પોતાના પીતાના સ્થાને જઇ કહેવા લાગી—પીતાશ્રી મ્હારે મ્હારા પતિની

સાથે તેમના મિત્રની શોધમાં જવાનું છે, માટે થોડા સ્વારો મ્હારી સાથે આપવા કૃપા કરશો ?

**ચંપકસેન**—બ્હેન ત્હારા જેવી બાળાઓએ જગતમાં જવુ એ કાંઇ જેવી તેવી વાત નથી, તેમ તમારા જેવાનુ કામ પણ ત્યાં નથી; માટે તે વીચાર તું બંધ રાખ ?

**સુમતિબા**—પિતાજી ! કહેવું યોગ્ય નથી, છતાં કહેવુ પડે છે કે પતિની સાથે રહી તેમની તબીયત ઉઠાવવી એજ રાજપુત્રીઓ તેમજ સતિ સ્ત્રીઓનો ધર્મ છે. માટે આપ મને ચાહે તેમ કરશો તોપણ હું રહેવાની નથી માટે મને જલદી રજા આપો ?

**ચંપકસેન**—બ્હેન! ત્હારાં વહાલા પતિવ્રતાના વાક્યો શ્રવણ કરી મને ઘણો જ આનંદ થયો છે, જેથી હું તને ત્હારા પતિની સાથે જવા મના કરતો નથી.

**સુમતિબા**.—મ્હારી સાથે થોડા સ્વારોની એક ટુકડી આપો અને તે તમામ મ્હારા મહેલે આવી હાલ હાજર થાય તેવો બંદોબસ્ત કરો ?

**ચંપકસેન**—તું જા, હુ સ્વારોને હાલ ત્હારા તરફ મોકલુ છુ.

**સુમતિબા**—પિતાશ્રી ! હવે મ્હારા પ્રણામ છે ( જાય છે. )

**ચંપકસેન**—દફેદાર, તમે તમારી ટુકડીના તમામ સ્વાર લઇ સુમતિબાને મહેલે જાઓ, ત્યાંથી તમારે તેમની સાથે જ રહેવાનું છે તેમને સહીસલામત પાછાં લાવશો તો હું તમને તેનો સારો બદલો આપીશ ?

**દફેદાર**—( મ્યાનમાંથી તલવાર કાઢી ) જ્યાં સુધી આ મ્હારી તલ-વાર અમારી કમ્મરમાં લટકતી રહે છે, ત્યાં સુધી સુમતિબાના સામું જોનાર કોણ છે ?

ચંપકસેન--સાબાશ મ્હારા બહાદુર સરદારો ! ધન્ય છે તમને અને તમારી નિમકહલાલી નોકરીને! હવે તમે જલ્દી જાઓ ? વાર કરશો નહિ.

દફેદાર હુકમ સાભળતા લેનમાં જઇ તમામ ટુકડીના સ્વારોની સાથે સુમાનઆના મહેલ આગળ આવી ઉભો રહ્યો, સુમતિઆ તથા શૃંગારઆ પણ તૈયાર થઇ રહ્યા હતાં, તે નીચે ઉતરી પોતાના બેસવાના બે ઘોડા તૈયાર હતા તે ઉપર સ્વાર થયાં અને નગર બહાર નીકળી ઘોડા સપાટાબધ પુર જોસથી ઉપાડી મુકયા. સૂર્યનાં કીર્ણો તપતા તપતા આમરે પદર વીસ મૈલ કાઢી નાંખ્યા અને જ્યાં સૂર્યનો તાપ બરોબર થયો તે વખતે મોટા અઘેરિ અરણ્યમાં આવી ચડ્યા. ત્યા આગળ અશ્વ થાકવાથી તેમ પોતાને લાગેલા શ્રમથી જરા વિશ્રાન્તિ લેવા વિચાર કરી એક મોટા વૃક્ષની ફરતો મુકામ કર્યો.

સુમતિઆ તથા નૃગારઆ બેઠાં બેઠાં વાતો કરે છે એટલામાં એક મોટો અવાજ તેમના કર્ણ ઉપર આવ્યો કે અરે કોઇ મને બચાવો ! આ પ્રમાણે શબ્દનો અવાજ કર્ણ ઉપર પડતાં જ તમામ સ્વારો સાથે જ્યાંથી અવાજ આવ્યો હતો તે દિશા તરફ ચાલવા નક્કી કરી તમામ સાહસ્યો સજી એકદમ પુર જોસથી અશ્વ છોડી મુકયા. આ વખતનો દેખાવ એવો માલુમ પડતો હતો કે જાણે આકાશ હમણા તુટી પડશે ! જમીન અશ્વના ધબકારાથી જાણે હમણા ફાટી જશે ! જોસથી જતા અશ્વ જુજ વખતમાં જે તરફથી બુમ આવી હતી તે નજીક આવી પહોંચ્યા થોડે દૂર રહ્યું હશે એટલામાં દફેદારની દૃષ્ટિએ પચાસ સાઠ રાક્ષસો એક મોટા હવન આગળ ઉભેલા અને તે હવનમાથી મોટા મોટા અગ્નિના ભડકા નીકળતા તેમના જોવામા આવ્યા ને કોઇ તરૂણ પુરૂષને તેની અંદર

નાંખવાની તૈયારીમાં હતા એમ તેમને લાગ્યું. આથી શૃંગારબાએ તે પુરૂષની મદદે જવા તમામ સ્વારોની સલાહ પુછી, જેથી તમામ સ્વારોએ હા પાડી તેથી તમામ સ્વારોએ પોતપોતાનાં હથીયાર મ્યાન બહાર કાઢી મારો મારો કરતા તે રાક્ષસો ઉપર તુટી પડયા.

આમ એકાએક છાપો વાગવાથી રાક્ષસો ત્રાસ પામી ઉજત પુછડીએ નાઠા. રાક્ષસના સરદારના તો રામજી રમી ગયા અને બોલવા લાગ્યો કે અરે હાય! આમ એકાએક ગેબી ગોળો કયાંથી આવ્યો, એમ કહે છે, દરમ્યાન તરૂણ પુરૂષે એક સ્વારના હાથમાંથી તલવાર લઇ તે દુષ્ટ રાક્ષસના કુકડે ટુકડા કરી નાંખ્યા.

**વીરરત્ન**—અરે ભાઇ! તમે મને ઉગારનાર કોણ છો, તે કૃપા કરી કહેશો?

**દફેદાર**—અમે પુષ્પાવતી નગરીના રાજા ચંપકસેનની દીકરી સુમતિબા છે તેમના પતિની સાથે તે જંગલમાં આવ્યાં છે તેમના અમે નોકર છીએ.

**વીરરત્ન**—તે બાઇ કયા છે?

**દફેદાર**—તે તથા તેમના પાન પેલી બાજુ ઉભા છે.

**વીરરત્ન**—તેમને અહી બોલાવા મ્હારે જરા કામ છે?

**દફેદાર**—તમે ત્યાં ચાલો એ અહિં નહિ આવે!

**વીરરત્ન**—બહુ સારૂં. ભાઇ ચાલો હું ત્યાં આવું છું?

વીરરત્ન જ્યાં સુમતિબા તથા શૃંગારબા બેઠાં હતા ત્યાં આવ્યો, આવતાંજ તેને શૃંગારબાએ ઓળખવાથી એકદમ ઉભી થઇ ભેટી પડી.

**મ્હારા વાંચક મિત્રો! આ વખતે કેટલો આનંદ થયો. હશે તેનો વિચાર આપના સમજવામાં આવી ગયો હશે જ.**

રૈવારો—દફેદાર ! આપણે વીજયસિંહને લઇ અહીંથી તાકીદે ચાલો, કારણ આ સ્થળ રાક્ષસોનું છે તેથી વખતે વિઘ્ન આવી પડે, માટે અહીંથી મુકામ કુચ કરવો એ વધારે સારૂં છે.

સ્વારોનું બોલવું સાંભળી વીજયસિંહ સર્વને લઇ આગળ ચાલ્યા. આગળ જતાં એક સુશોભિત સ્થાન આવવાથી ત્યાં છાવણી નાંખી.

---

## પ્રકરણ ૧૫ મું.

હવે આપણે વિચાર કરીએ કે રણમલ્લ સુમતિબાને શી રીતે અને ક્યાંથી ઉપાડી લાવ્યો ને સુમતિબાએ કેવી રીતે તેના હાથ પગ બાંધી ત્યાંથી નીકળી ગઇ, તે તરફ જરા નજર કરીએ.

રણમલ બીમાને પોતાના છોકરાના ચિન્હની હકીકત કહી ત્યાંથી આગળ પોતાના પુત્રના તપાસ માટે ગયો. આગળ જતાં કોઇ રાજા છાવણી નાખી પડેલો તેની દૃષ્ટિએ પડ્યો. આથી તે કોણ અને ક્યા દેશનો રાજા છે, તેનો તપાસ કરવા માટે મ્હારે જવું છે, માટે તમે અહીંજ થોભો, એમ પોતાના સ્વારોને કહી ગયો. ત્યાં જઇ સીપાઇને કહેવા લાગ્યો-ભાઇ, આ ક્યા દેશના રાજાની છાવણી પડી છે ! સીપાઇ કહે તેરે ક્યા કામ હૈ ? ચલા જા ઇધરસે નહિ તો હડી હડી બીગડ જાયગી ?

રણમલ—હું તો સહેજ પુછું છું કે આ મુકામ કોનો છે ?

સીપાઇ—તેરે બાપકા મુકામ હૈ. તેરે ક્યા કરના હૈ ? જો કરના હો સો કર લે.

રણમલ—ખાંસાહેબ, જરા શાન્ત થાઓ. આપે એકદમ તપી જવાનું કારણ નથી. મેં આપને કાંઈ ગાળગોળ દીધી નથી, કે આપ

આટલા બધા તપી જાઓ છો.

**શ્રીપાર્શ્વ**—જબ ઐસા ધીરેસેં પુછ કે તુમ કોન હો !

**રણમલ**—એતો અમે ઉતાવળીઆ કે ઉતાવળમાં જેમ તેમ બોલીએ, અમારા બોલવા સામું તે તમારા જેવા જોતા હશે ? !

**શ્રીપાર્શ્વ**—પુષ્પાવતી નગરીના રાજા ચંપકસેનની પુત્રી અને બીજા તેમના જમાઇ છે, તેમનું નામ વીજયસિંહ છે, એ વીજયસિંહના મિત્ર આજ કેટલાક દિવસથી ગુમ થયા હતા, તે આજે મળવાથી અહીં વિશ્રાન્તિ લેવા મુકામ કર્યો છે પરંતુ તમે કોણ છો ?

**રણમલ**—હું પણ એક રાજા છું, અને મ્હારો પુત્ર પણ જંગલમાં નીકળી જવાથી તેની શોધમાં નીકળ્યો છું.

**શ્રીપાર્શ્વ**—તમે રાજા છતાં એકલા પગે ચાલતા શા માટે નીકળ્યા છો.

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં રણમલની દ્રષ્ટિ તંબુ તરફ ગઇ, ત્યાં તેના જોવામાં એક સ્ત્રી પડી, તે ઘણી રૂપાળી અને નાજુક હતી. જેની સિંહના જેવી કટી હતી, હંસના જેવી ચાલ હતી, દાડમની કળી સરખા જેના દાંત હતા, મૃગના જેવી જેની આંખો હતી, કાળા નાગણના જેવા જેના વાળ હતા, અને મ્હોંનો ચેરો એટલો બધો નાજુક હતો કે તે સ્ત્રી જો મોટા મુનિશ્વરના જોવામાં આવે તો તેનું તપ ભાંગી દે તો રાજા રણમલની દ્રષ્ટિ તેના ઉપર જાય તેમાં નવાઇ શું ? !

આવી સ્ત્રી પોતાની નજરે પડવાથી તેના મનને જુદાજ વિચાર થવા લાગ્યા અને મનથી કહેવા લાગ્યો, કે મ્હારે ત્રીસ રાણીઓ છે; છતાં તેમાં આના જેવી સ્વરૂપવાન કોઇ નથી, માટે જો આવી સ્ત્રી મ્હારા આવાસમાં હોય તો કેવું સારૂં ? અરે, પણ એ સ્ત્રી મ્હારા નસીબમાં ક્યાંથી ? (વળી વીચાર કરી કહેવા લાગ્યો કે ) શું હું તેને

મ્હારા મહેલમાં દાખલ કરવા ધારૂં તો તે ન આવે? એ તો શું પણ ધારૂં તો તેના જેવી પચાસ લાવવા સમર્થ છું. તો પછી આને લઈ જવી એમાં શું મોટું કામ છે. ચાલ મ્હારા સ્વારો પાસે જઇ તેમને તૈયાર કરી તેના ઉપર છાપો મારી તે સ્ત્રીનું હરણ કરૂં. ( પોતાના સ્વારો ઉભા હતા ત્યાં આવ્યો ).

રણમલ—( સ્વારો પ્રત્યે ) મ્હારા બહાદુર સ્વારો, આજે મ્હારે તમારી તલવાર વાપરતાં જોવી છે કે, તમે તમારી તલવાર કેવી રીતે વાપરી દુશ્મનોને મારી તેની સાથે યુદ્ધ કરી તેમને પાછા હઠાવો છો?

સ્વારો—જ્યાં સુધી અમારા જીવમાં જીવ છે, ત્યાં સુધી પાછી પાની ભરવાના નથી. ખરો ક્ષત્રી પુત્ર હશે તે કદી રણમાં પાછી પાની ભરશે નહિ?

રણમલ—શાબાશ છે તમને, અને તમારી હિંમતને! જ્યારે તમે આ પ્રમાણે કહો છો ત્યારે મ્હારા મનમાં જે વિચાર છે તે હું તમને કહેવા ઇચ્છું છું અને તે પ્રમાણે મને ભાગ્યશાળી બનાવશો ? !

સ્વારો—મહારાજ! એવી તે શું હકીકત છે, તે અમને સત્વરે જણાવો કે અમે અમારાં અસ્ત્ર-સસ્ત્ર સજી તૈયાર થઇએ?

રણમલ—આ જે તંબુ દેખાય છે તેની અંદર એક એવી ખુબસુરત સ્ત્રી છે કે તેવી મ્હારા આખા રાણીવાસમાં નથી, તો તે સ્ત્રીને મ્હારા મહેલમાં લાવી પટરાણી કરવા મ્હારો વિચાર છે, માટે તમે તૈયાર થાઓ, એટલે આપણે તેના ઉપર એકદમ છાપો મારી તેને લઇ જતા રહીએ.

સ્વારો—મહારાજ! આપણા કરતાં તેનું સૈન્ય વધારે જણાય છે,

એટલે એ કામમાં ફતેહ મેળવીશું એમ અમને લાગતું નથી; છતાં મરતાં સુધી પાછી પાની ભરવાના નથી, પણ કામ બહુ વીકટ છે, તેથી વીચાર કરવા અવશ્યનો છે.

**રણમલ**—સૈન્ય છે તેનાથી બમણું હોય તોપણ શું થયું ? તેમનો નાશ કરવા આ એક રણમલ બસ છે. ચાલો સર્વ તૈયાર થાઓ કહી એકદમ પુષ્પસેનના લશ્કર ઉપર તુટી પડયા.

આમ એકાએક છાપો વાગવાથી પુષ્પસેનનું થોડું સૈન્ય ઘાયલ થયું તથા બાકીના સ્વારો રણમલના સામા થયા. તે વખતે એક બીજા સાથે એવું દારૂણ યુદ્ધ થયું કે મોટા મોટા દેવતાઓ પણ જોવાને આવ્યા. આ વખતે પુષ્પસેન બહુ બહાદુરીથી લડયો અને રણમલના કેટલાક સરદારોને ઘાયલ કર્યા.

શૃંગારબા તથા સુમતિબા એ બન્ને ક્ષત્રાણીઓએ હથીયાર ગ્રહણ કરી સૈન્યમાં તુટી પડી, કેટલાક લોકોની લાસો જમીન દોસ્ત કરતી, બન્ને ક્ષત્રાણીઓ મારો ચલાવતી સૈન્યમાં આગળ વધી ત્યાં શૃંગારબા છુટી પડી જવાથી સુમતિબા વધારે આગળ ચાલી તેથી રણમલના એક સ્વારે સુમતિબાના ઉપર હાથ નાખી તેને ઘોડા ઉપરથી ઉપાડી નાશી ગયો. આ વખતે પુષ્પસેન તથા શૃંગારબા બહુ બહાદુરીથી રાણા રણમલની સાથે યુદ્ધ કરી તેના સઘળા સૈન્યનો નાશ કર્યો. ફક્ત એકલો રણમલ જીવતો રહ્યો, બાકીના સર્વ નાશી ગયા તથા મરણ પામ્યા. રણમલના અશ્વને શૃંગારબાએ ગોળી મારવાથી અશ્વ મરણ પામ્યો એટલે રણમલ જમીન ઉપર લડવા લાગ્યો, તેથી શૃંગારબા પણ ઘોડા ઉપરથી નીચે ઉતરી તેની સાથે લડવા લાગી. લડતાં લડતાં શૃંગારબાએ રણમલને નીચે પાડી છાતી ઉપર ચડી બેસી તેના હાથમાંથી તમામ હથીઆર ખેંચી લીધાં.

**રણમલ**—સાબાશ છે ! સાબાશ ! તમારા જેવાં વીરક્ષત્રાણીઓને કે તેઓ આવા યુદ્ધમા ઉતરવા પણ પાછી પાની કરતા નથી !

**શૃંગારબા**—અરે દુષ્ટ હું મ્હારાં વખાણ ત્હારા જેવા દુષ્ટના મુખમાંથી સાંભળવા ખુશી નથી. હવે ઇશ્વર સ્તવન કરવું હોય તો કરી લે હું તને કદી છોડનાર નથી. ત્હારા જેવા અધર્મીને જીવતા છોડવાથી તેનુ પરીણામ માઠુ આવે છે માટે તું પણ પરમ કૃપાળુ ઇશ્વરના શરણે જવા તૈયાર થા !

**રણમલ**—હવે તમારા જેવાના પવિત્ર હાથે મરવું એજ ઉત્તમ છે. મ્હારા દેહનો નાશ તમારા હાથે જ કરો કે જેથી કરી મ્હારો થોડો ઘણો ઉદ્ધાર થાય.

**શૃંગારબા**—મ્હારા હાથે મરતા જરા પણ વાર નથી. ત્હારાં કૃત્ય જોઇ તને ઠાર મારવો જોઇએ. વળી તને હું મારૂં તો તારી અતિ સ્ત્રીઓનો મને શ્રાપ લાગે એટલું જ નહિ, પણ કહેવત છે કે "લાખ મારવા પણ લાખના પાલન ન મારવો" જાણી દુષ્ટ તને જવા દઉં છું. પણ ફરી આવુ કૃત્ય કોઇ ઠેકાણે કરતો ના (છોડી મુકે છે.)

રણમલ લાચારીના આવેશમા ધીમે ધીમે પોતાના નગર તરફ જવા નીકળ્યો, થોડી મુદતમા પોતાના નગરમાં આવી પહોંચ્યો એટલે જે સ્વાર સુમતિબાને લઇ ગયો હતો તે તેના સમક્ષ આવી સુમતિબાને ઉપાડી લાવ્યાની હકીકત કહી. આથી તે આનંદ માનતો સ્વારને સાબાશી આપી કહેવા લાગ્યો કે આજે મ્હારા આનંદનો પાર રહ્યો નહિ. જે વાતની ન્યુનતા હતી તે આજે પૂર્ણ થઇ ગઇ છે. હવે મ્હારા જેવો ભાગ્યશાળી આ દુનિયામાં કોણ ? !

**રણમલ**—મ્હારા બહાદુર સરદાર તે સંકોમલ ક્યાં છે ?

સ્વાર—મહારાજ અહિં હાજર છે.

ગુણમલ—(સુમતિબા પ્રત્યે) કેમ પ્રીયા આમ ઉદાસ થઇ ઉભાં છો? જરા બોલો તો ખરા. તમારા માટે મ્હેં મારા સર્વ સૈન્યનો નાશ કર્યો.

સુમતિબા—તારા જેવા અધર્મી સાથે બોલવું મને યોગ્ય નથી.

ગુણમલ—પ્રિયા! તમે જેવા જંગલમાં ફરતા હતાં તેના કરતાં શું આ મહેલ તમને પ્રીય નથી (બેસવા જાય છે)

સુમતિબા- દુર રહે દુષ્ટ!

•ગાયન—રાહ ક્ષત્રી કુલ.

દુર દુર પાપી રહેને તું દુર, ક્ષત્રાણી હાથ નથી આવું રે.
મારી તુંને કરૂં ચકચુર, ક્ષત્રાણી.
તારી પુરી ઇચ્છા કરવા કાજ, ક્ષત્રાણી.
છાનો ઉપાડીને લાવ્યો સ્વાર, ક્ષત્રાણી.
નાચ ચાહ્યો જાને અહિંથી ગમાર, ક્ષત્રાણી.
નક્કી મારૂં હું તુજને ઠાર ક્ષત્રાણી.

દુષ્ટ! તું ત્હારા મહેલ બતાવી મને લલચાવવા ધારે છે એ કદી બનવાનુ નથી, ત્હારા જેવા બાયલાથી શુ થવાનુ છે. તુ એકદમ છાપો મારી ઉપાડી લાવ્યો તેથી તારૂ પરાક્રમ કહેવાય નહિ. જો ત્હારે મ્હારૂં પરાક્રમ જોવું હોય તો મ્હારા હાથમા તલવાર આપ? સિંહ ગમે તેવા બહાદુર હોય પણ કડી વિનાનો નક્કામો, વાઘ ગમે તેવા બળવાન હોય પણ પાંજરામાં પડયા લાચાર, તેમજ ક્ષત્રાણીઓ ગમે તેટલી બહાદુર અને શુરી હોય પણ હથીયાર વીના લાચાર! તેવીજ રીતે ત્હેં મને હાલ ત્હારા કબજે કરી લીધી છે એટલે હુ પણ આ વખતે લાચાર જ છું.

**રણમલ**—હવે એ બધી તમારી બહાદુરીની વાતો જવા દઇ અંદર જાઓ ?

**સુમતિબા**—( મનમાં વીચાર કરવા લાગી કે આ વખતે આપણુ અહિ કોઇ નથી એટલે બીજી કોઇ રીતે ફાવી સકીશુ નહિ, માટે તેને હવે અત્યારે સ્ત્રી ચરિત્ર બતાવ્યા સિવાય છુટકો નથી, જેથી આ વખતે તે જે કહે તે માન્ય રાખી આગળ સમય તેવું વર્તન કરીશુ. કહી કહેવા લાગી ) વહાલા ! હું તો તમારી પરીક્ષા કરૂ છું કે તમે કેટલા બહાદુર છો ? આપ એમ નાહ જાણતા કે આ દાસી હવે આપને છોડીને જાય. વહાલા ચાલો મહેલમા અંદર જમવાની તૈયારી થઇ છે. માટે પધારો ?

**રણમલ**—વહાલી, ધન્ય છે તમારી મધુર વાણીને ! તમારા શબ્દો સાંભળી મ્હારૂ મન હર્ષિત થઇ જાય છે. ( મહેલમા જાય છે. )

---

## પ્રકરણ ૧૬ મું.

રણમલ સુમતિબાની પાસેથી નીકળી પોતાની સ્ત્રી પાસે ગયો. ને તેને પોતાનો પુત્ર ન મળ્યાના સમાચાર કહી પોતે ઉપાડી લાવલી સ્ત્રીની વાત કહી તે સાંભળી —

**કમળાવતી**—વહાલા ! મ્હારે આપને કહેવુ યોગ્ય નથી, છતાં કહેવું પડે છે કે તમે પુત્રની શોધમાં ગએલાને કોઇ બીચારી નીરપરાધીને ઉપાડી લાવ્યા, તેમાં સારૂં પરીણામ આવશે નહિ, કારણ તમે વીચારો કે પ્રથમના અનાદિક કાળમાં રાવણ સીતાને હરણ કરી લાવ્યા હતો તેનું પરીણામ કેવું આવ્યુ ? દ્રૌપદીના માટે પાંડવોને કેટલું દુઃખ સહન કરવું પડ્યું ? તારાની અભિલાષાથી

વાલીનું મરણ થયું ? માટે મ્હારૂં કહ્યું માની તેને જ્યાંથી લાવ્યા હો તે સ્થળે પાછી સોંપી આવો ?

**રણમલ**—પ્રીયા ! એ બધા લોકો સ્ત્રીની મરજી વીરૂદ્ધ ઉપાડી લઇ ગયા હતા, તેથીજ તે પ્રમાણે બનાવ બનેલા હતા, પરંતુ આ તો પોતાની ખુશીથી આવી છે.

**કમળાવતી**—પુત્રના બદલે રાંડ ઉપાડી લાવ્યા ? ધન્ય છે તમને !

**રણમલ**—પુત્રની શોધ માટે આજેજ બીજી સ્વારોની ટુકડી મોકલી છે અને વળી તેમને કહ્યું છે કે આ વખતે તમે રાજકુમારની શોધ લીધા વગર આવશો તો હું તમને જીવથી મારીશ એમ કહી મોકલ્યો છે, એટલે હવે તે ચોક્કસ તપાસ કરી કુમારની શોધ લઇ આવશે.

**કમળાવતી**—વહાલા ! પુત્ર વિના બીલકુલ ચેન પડતું નથી.

**રણમલ**—પ્રીયા ! હવે નવી રાણીના મહેલે જવા રજા આપો ?

**કમળાવતી**—મ્હારે તમને જે કહેવાનું હતું તે કહ્યું છે, છતાં થોડું કહું તે સાંભળો ?

## શ્લોક.

**परदारा न गंतव्या, पुरुषेण त्रिपश्चिता ॥**
**यतो भवंति दुखाति नृणां नास्त्यत्र संसयः ॥**

**અર્થ**—બુદ્ધિમાન પુરૂષે પારકી સ્ત્રી પ્રત્યે જવું નહિ તેથી દુ:ખ થાય છે, એમાં જરા પણ સંશય નથી. માટે હે મ્હારા વહાલા પતિ મારૂં કહ્યું માનો, નહિ તો તેની આગળ આપને ખબર પડશે.

રણમલ પોતાની સ્ત્રીનું કહ્યું ન માનતાં સુમતિબાને મહેલે ગયો. ત્યાં સુમતિબાએ અતિશે આદરમાન આપી સામી ઉભી રહી.

**રણમલ**—પ્રીયા ! આમ છેટે ઉભુ રહેવુ આપને યોગ્ય છે ?

**સુમતિબા**—હજી હું કુંવારી છું, મ્હારૂં લગ્ન થયું નથી, લગ્નની તૈયારી હતી દરમ્યાન પુષ્પસેન મ્હને ઉપાડી લાવ્યો. અને ત્યાંથી તમે અહિં લાવ્યા તેથી લગ્ન લગ્નના ઠેકાણે રહ્યું ને હું અહિં આવી

**રણમલ**—હેં શું હજી તમે કુંવારા છો ?

**સુમતિબા**—કુંવારા નહિ ત્યારે શું પરણેલા છીએ

**રણમલ**—વાહ વાહ ! કેવી આનંદની વાત તમે હજી કુંવારા છો એટલે અહીં આગળ મારી સાથે તમારૂં લગ્ન કરીશું.

**સુમતિબા**—લગ્ન થયા પહેલાં તમારે એક કામ કરવું પડશે ?

**રણમલ**—ઘણી ખુશીથી ! જે હોય તે જણાવો ?

**સુમતિબા**—મ્હારી માતાએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે જે ક્ષત્રિપુત્ર એકલો જંગલમાં જઈ વાઘનો શિકાર કરી આવે તેની સાથે મારી પુત્રીના લગ્ન કરવા એવી નેમ હતી, માટે આપને તે પ્રમાણે કરવુ પડશે

**રણમલ**—એમાં તે શું બહાદુરીનું કામ છે ?

**સુમતિબા**—જ્યારે તમે વાઘના શીકાર કરવા જશો ત્યારે હું તમારી સાથે આવીશ ?

**રણમલ**—ઘણી ખુશીની વાત છે.

**સુમતિબા**—આપ ન લઈ જાઓ તોપણ હું પરાણે આવું ?

**રણમલ**—શા માટે ન લઈ જાઉં પ્રથમ તમે અને પછી હું.

**સુમતિબા**—મેં પણ ગોળી બાર કરવાનો સારી રીતે અભ્યાસ કર્યો છે તેથી હું પણ વાઘનો શીકાર કરીશ ?

**રણમલ**—બહુ સારૂં. જ્યારે તમે વાઘનો શિકાર કરશો ત્યારે મને

કોઇ વાતની ચિન્તા રહેશે નહિ.

**સુમતીબા**—હુ સ્ત્રીના આવેશમાં નહિ આવું ? મ્હારે માટે પણ પુરૂષનો પોશાક અને હથિયાર જોઇશે ?

**રણમલ**—અરે વાહ! ધન્ય છે તમને અને તમારાં માત પિતાને ! કે તમને આટલે સુધી મહત્ત્વાકાંક્ષા કરાવી છે !

**સુમતીબા**—તેનો જન્મથી મને શોખ હતો.

**રણમલ**—આપ કહો તો આપણે કાલે શિકાર માટે જઇએ ?

**સુમતીબા**—જેવી આપની ઇચ્છા !

**રણમલ**—હવે હુ રજા લઉ છુ અને ત્યાં જઇ તમારે માટે હથિયાર વગેરે મોકલાવુ છુ

રણમલ ત્યાંથી નીકળી પોતાના બીજા મહેલે ગયો અને તેણીના કહ્યા પ્રમાણે તમામ ચીજવસ્તુ મોકલી આપવાથી સુમતિબા તે પહેરી તૈયાર થઇ પ્રાત કાળ થયો એટલે અશ્વ લઇ નોકર આવ્યો તે ઉપર સ્વાર થઇ ચાલે છે, તેટલામાં રણમલ પણ તૈયાર થઇ આવવાથી બન્ને જણ ત્યાંથી નીકળી જંગલમાં ગયા

જુજ વખત શિકાર માટે ફર્યા પણ શિકાર હાથ નહિ લાગવાથી વૃક્ષ નીચે મુકામ કર્યો.

**સુમતીબા**—વહાલા ! જેવી રીતે આપે મને ઉપાડી લાવી ફસાવીને દુઃખી કર્યા તેવી રીતે ફરી મને કરશો નહિ !

**રણમલ**—હવે તમારા સિવાય બીજી કોઇને લાવુ તો પ્રતિજ્ઞા છે.

**સુમતીબા**—ના એમ હુ ન માનુ જ્યારે તમે ઇશ્વર પ્રત્યે બે હાથ અને પગ બાંધી પ્રતિજ્ઞા કરો તો હુ ખરી વાત માનુ ?

**રણમલ**—તેમ કરૂં, પછી કેમ ? તેવી પ્રતિજ્ઞા શી રીતે કરવી તે મને યાદ નથી માટે આપ પ્રથમ કરી બતાવો ?

**સુમતીબા**—પ્રથમ તમે મ્હારા હાથ પગ બાંધો પછી હું બોલું તે પ્રમાણે તમે બોલજો.

રણમલે સુમતિબાના હાથ પગ બાંધ્યા એટલે શાન્ત થઇ સુમતિબા બોલી–જો હું આજથી મ્હારી સ્ત્રી વગર બીજી કોઇ સ્ત્રીને બદ્દાનતથી બોલાવું તો હે ઇશ્વર તું મને તેનો બદલો આપજે, એમ બોલી રણમલને પગ છોડવા તથા તે પ્રમાણે બોલવા કહ્યું, તેથી રણમલે તેના હાથ પગ છોડી પોતાના હાથ પગ બાંધવા કહેવાથી સુમતિએ તેના હાથ અને પગ ખુબ જોરથી તાંણી બાધ્યા.

હાથ પગ બાધ્યા પછી રણમલે ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરી છોડવાને કહ્યું.

**સુમતીબા**—દુષ્ટ ! ત્હેં મને મ્હારા પતિથી તેમ મ્હારા સર્વ સૈન્યથી વીખુટી કરી હતી, પણ જાણતો નહોતો કે આ એક વીર ક્ષત્રાણી છે, તે ત્હારા જેવા અધર્મીના હાથમા કેમ આવશે ? બોલ પાપી આ વખતે હુ તને શુ સજા કરૂ, તને જેટલી સજા કરૂં તેટલી ઓછી છે. ત્હારાં કરેલાં કૃત્યનો બદલો ત્હને મળી ચૂક્યો છે ! મ્હારી તીક્ષણ તલવારથી તને ઠાર મારૂ પણ મ્હેં તારા રાજ્યમાં રહી ઘણુ દીવસ સુધી અન્ન ખાધુ છે તેથી લાચાર છું, કહી પોતાના અશ્વ ઉપર સ્વાર થઇ તેનાં હથીયાર લઇ તેનો અશ્વ છોડી મુકી ચાલવા લાગી. ચાલતાં ચાલતાં વીચાર થવાથી પાછી ફરી તેને કહેવા લાગી. હે દુષ્ટ ! ત્હારી જેવી દાનત હરામની છે તેવી રીતે પરમ કૃપાળુ પરમેશ્વર ઉપર હોત તો મુત્યુ વખતે વૈકુંઠમાં જતાં તને કોઇ અટકાવી શકત નહિ. તો હજી પણ વીચાર કરી ત્હારી રહેલી જીંદગીમાં સત્ કર્મ કરીશ તો જન્મ મરણના ફેરામાંથી ટળી જઇશ. ત્હારા જેવા

અધમ ને અંધ માણસો પોતાનું કર્તવ્ય શુ છે તે જાણતા નથી, જેથી અવળે રસ્તે જાય છે. પ્રથમ તો તેને સુખ પડે છે પરંતુ પાછળથી જ્યારે આવી દશાને પ્રાપ્ત થાય છે ત્યારે જ મનોવૃત્તિને જરા ફેરવે છે કહી ચાલવા લાગી. આગળ જતાં મોટુ સરોવર આવવાથી ત્યાં વિશ્રાન્તિ લેવા બેઠા. એ રીતે રણમલના હાથ પગ બંધાણા હતા, તે તેના છોકરા કેસરીસીહે છોડયા હતા અને તે બન્ને જણા પછી પોતાની મહુધા નગરીમા ગયા હતા તે વાત આપના વાચવામાં પ્રથમ આવી હશે.

## પ્રકરણ ૧૭ મું.

રણજીતસીહ પોતાના મહેલમાં બેઠા બેઠા વીચાર કરે છે કે, મ્હારી સાથે લાવેલ રાજકુમારને ગયે ઘણો વખત થયો, પરંતુ અદ્યાપી સુધી કેમ નહિ આવ્યા હોય, તેનું કારણ મ્હારાથી સમજી શકાતું નથી વળી ત્યાં કાંઇ બન્યું હશે કે કેમ, અરે! તે ભુલો તો નહી પડયો હોય? મ્હેં સાથે માણસો લઇ જવા કહ્યુ હતુ તે લઇ ગયા હશે કે નહિ, એમ વિચારમાં સ્તબ્ધ થઇ બેઠા છે, એટલામા એક સીપાઇ પ્રવેશ કરી બોલ્યો—

**સીપાઈ**—હજુર! અપને દો સ્વાર બહારસે અંદર આનેકી રજા મંગતે હૈ?

**રણજીતસિંહ**—જા સત્વરે બોલાવ.

**રણજીતસિંહ**—(સ્વાર પ્રત્યે) કેમ શા માટે આવવુ થયુ છે?

**સ્વાર**—ગરીબ પરવર! આપકે સાથ જો રાજકુમાર ઇધર આયેથે ઉનકે સાથ હમ દોનું કાલકામાતાકે મંદીર ગએથે, વહાંસે વ્હો માતામેં જાકર થોડીવાર અંદર રહે કે બહાર આકર હમકું

હુકમ કીયા કે તુમ દોનું રાજ્યમેં પીછે જાઓ, મેરે ઇધર થોડાસા કામ હૈ તો મે અભી ઇધર રહેતા હુ, ઓર એ ચીઠ્ઠી હમકો દીયી હે સો આપકુ રજુ કરેતે હૈ. (ચીઠ્ઠી આપે છે)

**રણુજીતસિંહ**—(અતી આશ્ચર્ય પામી) ચીઠ્ઠી આપી પોતાને ત્યાં રહેવાનું શુ કારણ હશે, લાવ જોઉં, ચીઠ્ઠીમાં શું લખે છે? જાઓ સ્વારો તમને રજા છે. બોલાવુ તે વખતે તાકીદે રજુ થજો?

## ચીઠ્ઠીનો મતલબ.

પ્રીય પ્રાણપ્યારા કુમારશ્રી રણુજીતસિંહજીની સેવામાં, આપનો મ્હારા ઉપર જે અતિ ઉપકાર થયો છે અને આપે તકલીફ લઇ આ દિન સેવકની સહાય કરી છે તે બદલ આપનો આભારી છુ.

પ્રિયબંધુ! મ્હારે કેટલાક ખાનગી કારણથી અહીંથી પરબાર્યાં એકાએક જવું થયુ છે. હુ કયા જઇશ તેની મ્હને પોતાને અત્યારે ખબર નથી તે કારણુ ફક્ત મ્હારા લાભનુ છે એમ જાણી ગયો છુ. જે વખતે હું આપની પાસેથી નીકળ્યો તે વખતે મ્હારે બીલકુલ જવાનો વિચાર ન્હોતો. આપને ખબર આપી નથી તો દરગુજર કરશો. પુજ્ય પીતાશ્રી તથા માતુશ્રીને મ્હારા પ્રણામ લી. હિતચિન્તક

વીરરત્ન.

ચીઠ્ઠી વાચતા મનથી વીચારવા લાગ્યો કે તે રાજકુમાર આમ એકાએક નીકળી જવાનું શુ કારણ હશે? શુ મ્હારાથી તેની બરદાશ નહિ થઇ હોય? હવે મ્હારે શુ કરવુ? તેને પાછો હુ ક્યાં શોધીશ. પોતે કઇ દીશા તરફ ગયો છે તે પણ તેને ચીઠ્ઠીમા બતાવ્યુ નથી. ઠેકાણા વગર શોધ પણ નીરર્થક છે. શુ તેનો શાન્ત સ્વભાવ, બુજ વખતની પ્રિતી તેના સદ્દગુણોવડે મ્હારાથી વીસરતી નથી એમ સુતો સુતો વિચાર કરતો હતો. તેવામાં તેની સ્ત્રી ભાનુ પોતાની પાસે આવી ઉભી રહી.

તેનું પણ ભાન આ રાજકુમારને બીલકુલ હતું નહિ, તે ઉંઘે છે કે જાગે છે તે પણ ભાનુ કલ્પી શકી નહિ, કોઈ જાણે મનુષ્ય એમ જ જાણે કે આ રાજકુમાર નિદ્રામા સ્વપ્નાવસ્થા ભોગવે છે તે પ્રમાણે તેની સ્ત્રીને પણ લાગવાથી તેની મુખાકૃતી સામે નજર ચર્યા જોતી બેઠી. આ રાજકુમાર વીચારમાં એટલો તો મશહૂર થઇ ગયો હતો કે પોતે ક્યાં છે, અહિં શુ થાય છે, તેનુ પણ ભાન નહોતુ.

આવી રીતે પોતાના પતિને બેભાન સ્થિતિમા જોઇ ભાનુ તદ્દન હિંમત હારી જઇ તેને નિદ્રામાંથી જાગૃત થવા પ્રયત્ન કરવા લાગી અને તેનો ચર્ણ હલાવી તેના શરીર ઉપર પોતાનો કોમળ હસ્ત ફેરવી કહેવા લાગી, રાજકુવર વિચારમાંથી જાગૃત થાઓ.

**રણજીતસિંહ**—( એકદમ બેઠા થઇ ) તમે કોણ છો ? ( ઉતાવળમાં )

**ભાનુ**—પ્રાણધાર ! આપ આટલા બધા શા વિચારમાં છો ?

**રણજીતસિંહ**—પ્રીયા ! આપણે શિકારમાંથી આવતી વખતે જે રાજકુમારને વાઘણના પંજામાંથી બચાવી અત્રે આવેલા રાજકુમાર મને જાહેર કર્યા સિવાય એકાએક નાસી ગયા છે

**ભાનુ**—પ્રાણનાથ ! તેમને નાસી જવાનુ કારણ શુ ?

**રણજીતસિંહ**—ઇશ્વર જાણે તેનુ શુ કારણ હશે ? ( ચીઠ્ઠી દેખાડીને ) જો પ્રીયા, પોતે અહીંથી મહાકાળીનાં દર્શન કરવા ગયા ત્યાંથી આપણા સ્વાર સાથે આ ચીઠ્ઠી મોકલી પોતે ક્યાં ગયા તે લખેલું નથી.

**ભાનુ**—પ્રાણનાથ ! હવે આપણે તેની ક્યાં શોધ કરવી. જે માણસને બચાવી શરણે લીધો તેને એકદમ તરછોડી જવા દેવો જોઇએ નહિ. જ્યારે તેના માતપિતા તરફથી શોધ આવે ત્યારેજ મોકલવા જોઇએ. માટે તેનો સત્વરે શોધ કરવો જોઇએ ?

**રણજીતસિંહ**—પ્રીયા ! હુ પણ ક્યારનો તેજ વિચારમાં છું કે તેની

શોધમાં જવું જોઇએ, નહિ તો પછી મનુષ્યમાં ને પશુમાં ફેર શો ?

**ભાનુ**—પ્રાણનાથ ! આપ સત્ય કહો છો, જ્યારે મનુષ્ય મનુષ્યને મદદ ન કરે ત્યારે તો તેનો ઉત્તમ અવતાર શા કામનો ? !

**રણજીતસિંહ**—ધન્ય છે ! ક્ષત્રાણી તને હજારવાર ધન્ય છે !

**ભાનુ**—પ્રાણનાથ ! આપના વિયોગથી જે દુઃખ થશે તે મ્હારાથી સહન થશે નહિ, તોપણ આ પરમાર્થના કામમા હું આપને રોકવાની નથી.

**રણજીતસિંહ**—ધન્ય છે પ્યારી તમારી હિંમતને ! ખરી ક્ષત્રાણીને તો આવાંજ વાક્યો બોલતા ઘટીત છે. જેથી હું સવારેજ જવા વિચાર રાખું છું.

બીજે દિવસ સવારમાં રણજીતસિંહ પોતાના માતાપીતાની આજ્ઞા લઇ પોતાના મિત્રની તપાસમા નિકળ્યો. ચાલતા ચાલતા બહુજ દૂર નીકળી આવ્યા. તાપ પણ સખત છે, એમ કહી અહીંથી આગળ નહિ વધતા અહિંજ વિશ્રાન્તિ લઇ પછી આગળ વધીશ. એમ વિચાર કરી પોતાના હયને વૃક્ષ સાથે બાંધી આજુબાજુથી થોડી ઘાસ લાવી સીધવને નાખી પોતે પણ બીજાના ઉપર સુતો.

રણજીતસિંહને અહિં આરામમા રાખી આપણે વિચાર કરો કે મનુષ્યોનો ધર્મ શુ છે અને તેનો ઉપયોગ કેમ કરવો તે આપણે બિલકુલ સમજતા નથી. હજારો માણસોની ખુવારી થતી દૃષ્ટિગોચર થાય છે. વળી તેનેજ લીધે આ આપની આર્યભૂમિ કેવળ રંક સ્થિતિમાં આવી પડી છે. ઘણીજ દીલગીરીની વાત છે કે આપણે પોતાના મનમા સર્વ સમજીએ છીએ, પણ તે પ્રમાણે કરનારા ફક્ત વીરલાજ હોય છે. આપણે આપણી આર્યભૂમિનુ ભલું કેવી રીતે કરવું તે વિશે ઠામ ઠામ ભિન્ન ભિન્ન વિષયો ઉપર વાદવીવાદ થાય છે. અને તે વીવાદ જ્યાં સુધી આપણા આર્ય બંધુઓ જે

સ્થળે બેસી કરતા હોય યા સાંભળતા હોય ત્યાં સુધીજ પોતાની ભારતભૂમિનું શ્રેય કરવાની લાગણીઓ સ્ફુરાય છે, પરંતુ ત્યાંથી ઉઠી પોતપોતાના ધંધા રોજગારમાં મશહુર થવાની સાથેજ પોતાની પ્રથમ સ્ફુરાયેલી મનોવૃત્તિને એક અમૂલ્ય રત્નની માફક સમજે છે, પરંતુ પોથાંમાનાં રીંગણાંની મીસાલે કેવળ લાભાધીન થઈ સ્ફુરાયેલી મનોવૃત્તિને ફેરવી નાંખી પોતાના મનરૂપી પટારામાં સઘર્યા કરે છે.

જેવી રીતે એક વસ્તુને બાંધી કોઇ જગ્યાએ મુકી રાખી હોય અને તેના ઉપર વધુ કાળ વ્યતિત થવાથી તે જેવી નીસ્તેજ લાગે છે, તેવીજ રીતે પોતાની સ્ફુરાયેલી મનોવૃત્તિને મનરૂપી પટારામાં ભરી તેના ઉપર કાટ ચડ઼વવાનો પ્રસંગ આપણા આર્યબંધુઓ લાવે છે તે ઓછું દીલગીર થવા જેવું નથી.

વળી અમુક માણસને દુ:ખી સ્થિતિમાં જોઇ બીજો માણસ એમ કહે છે કે તેમાં આપણે શું ? ભલેને તેનું થતું હોય તેમ થાય તે કયા આપણો સગો છે યા સગધી છે. એ પ્રમાણે બોલતાં હજારો મનુષ્યો આપ સુજ્ઞ વાચક મિત્રની દૃષ્ટિએ પડયા હશે. પરંતુ બંધુઓ વિચાર કરો કે તે પણ ઇશ્વરના ઘરનો એક પ્રાણી છે. પછી તે ગરીબ હોય યા પૈસાદાર હોય, ઊંચ હોય યા નીચ હોય, જ્ઞાતબંધુ હોય યા પરજ્ઞાતિબંધુ હોય; તોપણ તેને પોતાનો નિકટનો સગો સમજી પોતાનાથી આપી શકાય તેવી રીતે તન, મન, અને ધનથી મદદ આપવી તેજ મનુષ્ય માત્રની ફરજ છે.

જ્યાં સુધી આપણા હિંદુભાઇઓમાં મિથ્યા જ્ઞાતિભેદ રહેલા છે. સર્વ હિંદુભાઇઓ એકજ માબાપના ફરજન્દ છીએ, એમ માનવામાં આવતું નથી, ત્યાં સુધી આપણો હિંદુસ્થાન ઊંચ્ચવસ્થા ભોગવવા શક્તિમાન થશે નહિ.

બંધુઓ ! નજર કરો કે આપણો આનો આજ હિંદુસ્થાન

પ્રથમ કેવી ઉચ્ચવસ્થાને પ્રાપ્ત હતો, વેપાર, રોજગાર કેવો ધમધોકાર અને સ્તુતિપાત્ર હતો, તેમાં રહેનારા આપણા હિંદુભાઇઓએ વેપાર અર્થે દેશવીદેશ પર્યટન કરી હિંદુસ્થાનને કાચા સોનાની ઉપમાએ પહોંચાડયો હતો. તેજ હિંદુસ્થાનને આપણે તેના તેજ હિંદુભાઇઓએ કેવી કંગાલ સ્થિતિમાં લાવી મકયો છે, તેનો વિચાર આપ સદ્‌ગૃહસ્થોને કરવાનો સોંપી આગળ બે લીટી લખવા રજા માગું છું

પ્રીય બંધુઓ! હવે આળસરૂપી અરીનો જ્ઞાનરૂપી સહસ્ત્રથી નાશ કરી આપણી આર્યભુમિમાં વિદ્યા, વેપાર, અને હુન્નરનો ફેલાવો કરી આ તદન નીર્જીવ થઇ પડેલી ભારતભુમિને સજીવ કરવી એજ આપણા હિંદુભાઇઓને શણગાર રૂપ છે.

હું મ્હારી અલ્પમતિ પ્રમાણે ધારૂં છું કે જ્યાં સુધી આપણા હિંદુસ્થાનમાં કેટલાક ગેરવ્યાજબી રીવાજ હૈયાત છે, ત્યાં સુધી આપણું આપણા દેશનું, તેમજ આપણા સ્વદેશી બંધુઓનું શ્રેય થવું અશક્ય છે. ગેરવ્યાજબી તેમજ જ્ઞાતિ ધાતકી રીવાજોનું નીચે સંક્ષેપમાં વર્ણન કરૂં છું.

**૧. કન્યાવિક્રય**—કન્યા=બાળકી વીક્રય=વેચવું અગર વેચાણ કરવું. આ શબ્દ પ્રીય વાચકવૃંદો આપજ કહો કે તે વાંચતા કેવો ક્રુર લાગે છે. જ્યારે તે વાંચતા અતિ ભયંકર લાગે છે, ત્યારે તે માન કરનારા મનુષ્યોના મુખ પણ કેવાં કાળરૂપ હશે. પોતાની પ્રીય બાળકીને પાળી પોશી મોટી કરી, જ્યારે તે યુવત ઉમ્મરે આવે ત્યારે તેને એક વસ્તુની માફક તેની કામ કામ કીમ્મત કરાવી જે વધારે મુલ્ય આપે તે ખુશીથી ખરીદી લે, તેવો તેના પાપી પિતાનો મુખ્ય હેતુ હોય છે. એવા પીતા કેવળ પોતાનો સ્વાર્થ સાધવામાં મશગુર હોય. પછી પોતાની બાળકીનું ભવિષ્ય ગમે તેવા પાયા ઉપર જાય, તેની તેને દરકાર હોતી નથી. ફક્ત પોતાના બાળકના લોહીના તરસ્યા અને માંસના ભૂખ્યાજ

હોય છે. શાબાશ છે મુસલમાન ગૃહસ્થોને કે તેઓ મુએલા પ્રાણીનું માંસ ખાય છે, પણ આપણા આર્યબંધુઓ ( સુધરેલા ) ને તેમાં ખાસ કરી પવિત્ર વૈશ્નવો જે જીવ હિંસાને પાપ ગણે છે તેમજ હાલના જૈનો કે જે માંસ ભક્ષણ કરતા લોકોને અટકાવે છે તેજ વૈશ્નવો ને જૈનો પોતાની જીવતી નિર્દોષ બાળકીઓનું માંસ ભક્ષણ કરે છે ને તેમનું લોહી ચુસાય તેટલું ચુસે છે. તે શું ધીક્કારપાત્ર નથી? બાળકીને સંસારરૂપી સમુદ્રમાં તરવાનો સાથી ( પતી ) ગમે તેવો દુષ્ટ, કપટી, મૂર્ખ, ગમે તેવી પ્રકારનો માઠી હાલતનો હોય, પણ જ્યારે પોતાનું પાપી પેટ ભરાય ત્યારે તેને દેવસમાન રૂપવાન વિદ્વાન, ને અક્કલવાન સમજી પોતાની નીર્દોષ બાળકીને આપે દેખતા છતા પણ કેવળ લોભાધીન થઈ અંધ બની ભીખારી નીર્દોષ બાળકીનો ભોગ આપે છે તેવા દુષ્ટ પિતાને હજારવાર ધીક્કાર છે!!!

કેટલેક ઠેકાણે તો મ્હેં એવું પણ જોયું છે કે કન્યાવિક્રય કરનારા કાળ પુરૂષોને ત્યાં પુત્રનો જન્મ થાય છે ત્યારે તેના ઘરમા અતિ દીલગીરી પ્રસરાવી મુકે છે, અને જ્યારે પુત્રીનો જન્મ થાય છે ત્યારે તે દીવસ અતિ માંગલીક સમજી ઘરમા કંસાર વીગેરે શુભ શુકન કરે છે. તેનું કારણ આપ વાચક મીત્રો સમજી ગયા હશો તે સર્વ કારણ ફક્ત પોતાના સ્વાર્થનું જ છે. પરંતુ તેનો તે સ્વાર્થ સ્વપ્નાની માફક પાર પડે છે, કેમકે તેવા અધર્મનો પૈસો લોભાધીન થઈ ભેગા કરી રાખે અને તેમાથી પરમાર્થે એક પાઈ પણ ન વાપરે તેથી આખરે તે ધન લુટાઈ જાય, અથવા બળી જાય, અથવા સરકાર તરફથી તેની મીલકત જપ્ત થાય, પણ તે પૈસો પોતે ખુશીથી વાપરે નહિ. એવું હજારો સ્થળે બનેલું મ્હેં મ્હારી દ્દષ્ટિએ જોયું છે.

જે ધન પોતાની પુત્રીના ઘરમાથી તે દુષ્ટ પિતા લોભાધીન થઈ કઢાવે છે તે આખરે તેની પાસે રહેતુ નથી.

હિંદુસ્થાનની પાયમાલીનો આ પ્રથમ માર્ગ છે. હવે તે માર્ગ બંધ કરવાનો શોધ કરવો, એ સવાલ કેટલો અગત્યનો છે તે આપ સદ્‌ગૃહસ્થોને દૃષ્ટિગોચર થયું હશેજ.

૨. બાળલગ્ન—બાળ=નાનું. લગ્ન=જોડવું.=નાનપણથી જોડવું. આ રીવાજ આપણા દેશમાં ઘર કરી ગયો છે જેથી તે એકદમ નાબુદ થઈ શકવો અશક્ય છે, પરંતુ નામદાર શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીએ પોતાની પ્રજાનું હિત ઇચ્છી વટહુકમદ્વારાએ બાળલગ્ન અટકાવ્યું છે તેના માટે તે નામદાર-શ્રીને ધન્યવાદ છે. અને આશા છે કે નામદાર બ્રિટીશ સરકાર તેમજ હાલના દેશી રાજાઓ જ્યાં આવા કાયદા નહિ હશે ત્યાં પ્રસાર કરી ખરાબ રીવાજો કાઢી નાંખી પોતાની પ્રજાની ભવિષ્યની જીંદગી સુધારશે એવી આશા રાખવામાં આવે છે.

આપણા દેશમાં પુત્ર પુત્રી જન્મે છે કે તરતજ તેનાં લગ્ન કરવા સંબંધીની ચર્ચાઓ ચાલે છે. આ ચર્ચા સદ્‌ગૃહસ્થો તરફથી થતી ઘણાના જોવામાં આવે છે. કારણ ઘરમાં પૈસાની જોગવાઇ સારી હોય તેથી તે લોકો ધારે છે કે આપણે પુત્ર યા પુત્રીને પરણાવી નિશ્ચિન્ત થઈ જઈએ, પછી કાલ કોણે જોયું છે, અર્થાત્ મરી જઈશું કે જીવીશું તે કહી શકાય નહિ; માટે જે લાંવો લીધો તે ખરો એમ માની પોતાના ફરજંદને કેવળ બાલ્યાવસ્થામાં જ પરણાવી દેછે. આ રીવાજ ઘણા ભાગે કડવા કણબી તથા બીજી એવી કોમોમાં વધારે માલુમ પડે છે. વળી પોતે પૈસાદારને પોતાનું છોકરૂં પરણેલું ન હોય તો પોતાની ઇજ્જત આબરૂને લાંછન લાગતુ હોય તેમ માની બાળ-લગ્ન કરે છે. જ્યારે આ પ્રમાણે બાળલગ્ન થાય અગર બાળકી વૃદ્ધને આપે તે બુઢ્ઢાનું (વૃદ્ધ) મરણ થાય એટલે બાળકી રાંડે છે.

બાલ્યાવસ્થામાં બાળકી રાંડે છે તેથી વ્યભિચાર વધવા લાગે

છે જેથી હજારો જીવની હંસાઓ થાય છે તેથી પ્રથમ એ પણ સુધારો કરવો અવશ્ય જરૂરનો છે.

૩. **ખોટી મોટાઇ**—આ રીવાજ પણ આપણા દેશને પાયમાલીએ પહોંચાડનાર છે. કોઇ સખ્સ સાધારણ સ્થિતિનો હોય ને તેના ઘરમાં કોઈ ગુજરી જાય ત્યારે તેની પછવાડે નાતવરા કરવાનો આપણા સ્વદેશી બંધુઓનો મત છે. પછી તેના ઘરમાં પૈસા હોય યા ન હોય પણ તે કર્યા વગર તેનો છુટકો થતો નથી. કદાપી તે ન કરે તો તેને પોતાની જ્ઞાતિવાળાઓ જ્ઞાતિ બહાર મુકે છે. આથી તે બિચારો પોતાની વડીલોપાર્જીત મીલકત વેચી અગર ગીરો મુકી પોતાના ત્યા જમણવાર વીગેરે કરે છે. આ રીવાજ ઘણાજ દરજ્જે ધિક્કારવા જેગ છે; છતા આપણા હિંદુભાઇઓ તે રીવાજને વળગી રહ્યા છે.

ધારો કે એક માણસ પોતાના કુટુંબનુ ગુજરાન મહા મુસીબતે નભાવે છે, તેવા સખસને ત્યાં નાત અગર વરો આવે તો પોતાના ઘરમા પૈસાની જોગવાઇ નહિ હોવાથી પોતાની પ્રીય વસ્તુ વેચી અગર ગીરો મુકી અગર કરજ કરી કરવુ પડે છે. આથી તે તદ્દન કંગાળ સ્થિતિમાં આવી પડે છે. પોતાનું તથા પોતાના બાળ બચ્ચાંનુ ગુજરાન તેને આવા પ્રસંગે ચલાવવુ મહા મુશીબત થઈ પડે છે.

આવી હાલત થયા પછી તે માણસ પોતાના મનમાં એમ ધારે છે કે પ્રથમ આપણા વડીલો સારી સ્થિતિએ હતા, એટલે તેમને મજુરી યા નોકરી કરી નથી, અને આપણે મજુરી કરવા જઇએ તો આપણી આબરૂને ધક્કો લાગે જ્ઞાતિમાં પણ આપણું ઘર નીચું ગણાય ને આપણાં છોકરાંને કોઇ કન્યા વીગેરે આપે નહિ. આમ વિચાર કરી તેનું કુટુંબ મજુરી યા કોઇ પણ પ્રકારનો ધંધો કરવા જતું નથી. આથી ભુખે મરવાનો અવસર આવે છે.

આ કુટુંબને સુખે મરવાનો અવસર લાવનાર કોણ ? કોઈ નહિ. પણ ફક્ત નાતવરો અથવા ખોટી મોટાઈ છે. જ્યારે નાતવરામાં તથા ખોટી મોટાઈમા આટલો બધો અવગુણ રહેલો છે, છતા આપણા સ્વદેશી બધુઓ તે દુષ્ટ રીવાજોને પકડી રહ્યા છે. ત્યાં સુધી આ હિંદુસ્થાન કદી પણ સારા પાયા ઉપર આવે તેમ લાગતું નથી. માટે જેમ બને તેમ તેવા દુષ્ટ રીવાજોનો નાશ કરવો એજ સારૂ છે.

કોઈ શખ્સ પોતાની ખુશીથી નાતવરો કરે તેને માટે વાંધો નથી, પણ ફક્ત બાડી અથવા જ્ઞાતિ વ્યહાર ગણી પોતાની ખુશી સીવાય જે નાતવરા થાય છે તેજ બંધ કરી હિંદુસ્થાનની પાયમાલીનો બીજો માર્ગ છે

આ કામ મ્હારૂ નથી અમારા બાપ દાદાએ કરેલુ નથી, એમ ખોટી મોટાઈ રાખનાર માણસો હમેશા દુખી થાય છે અને થશે જ. માટે હરેક પ્રકારે ઉદ્યોગ કરી સુનીતિથી દીવસો નીર્ગમન કરવા એજ અતિ ઉત્તમ છે અને તેવી રીતે વર્તનારા કદી પણ દુખી થવા પામશે નહિ.

આવી બાબત પોતપોતાની જ્ઞાતિઓમા સુધારો કરવો અવશ્યનો છે. જો તે પ્રમાણે સુધારો નહિ થાય તો દેશ તદ્દન ખરાબ પાયા ઉપર આવ્યો છે ને આવશે તેમા જરા પણ સંશય નથી.

હવે મ્હારે ફક્ત આપને એટલી જ વિજ્ઞાપના કરવાની છે કે જેમ બને તેમ આપણા હિંદુ ભાઈઓનુ અને આપણા દેશનુ શ્રેય થાય તેવા રીવાજોને દેશમા પ્રસરાવવા, તેમજ દુષ્ટ રીવાજો તરછોડી મુકવા પોતાના તન મન અને ધનથી બનતી મદદ એક બીજાને આપશો તો આપણે હાલ જે દશા અનુભવીએ છીએ તે કરતાં પણ ઉચ્ચ સ્થીતીને પ્રાપ્ત થઈશુ અને તે શુભ કાર્યમા પરમ કૃપાળુ ઈશ્વર આપણા સ્વદેશી બધુઓને સહાય થાય તેવી મ્હારી તે પવિત્ર પ્રભુના ચર્ણમાં અહોનીશ યાચના છે.

# પ્રકરણ ૧૮ મું.

આ પ્રકરણની શરૂઆતમાં ત્રણ સાડાત્રણ વાગ્યાનો સમય થયો હશે, સુર્યનારાયણ ધીમે ધીમે પશ્ચિમ દિશા તરફ જતા માલુમ પડે છે, પશુ પક્ષીઓ પણ તાપ ઓછો થવાથી જહાં તહા ફરતાં માલુમ પડે છે. તે અરસામાં સ્વાર થોડા સૈન્ય સાથે જંગલમાં જાણે કોઇ પુરૂષની શોધમાં ફરતા હોય તેમ દૃષ્ટિગોચર થતા હતા. આ બે સ્વારો કોણ અને તે શા કારણથી જંગલમાં ફરતા હશે તે જાણવા આપને ઉમેદ હશે. તે સ્વારો બીજા કોઇ નહિ પણ ફક્ત ભીમો તથા કેસરીસિંહ હતા. તે પોતાના પિતા રણમલને તેના હાથ પગ છોડી તેની રાજગાદીના નગરમાં મુકી તેમની રજા લઇ નીકળ્યા હતા. આગળ ચાલતાં એક મોટું સરોવર તેમની દૃષ્ટિમય થયું તેથી ત્યાં જઇ જરા વિશ્રાન્તિ લઇ આગળ ચાલવા નક્કી કરી ને સરોવર તરફ ચાલ્યા, ત્યાં જઇ ઉભા રહેતા બરોબર તેમની દૃષ્ટિએ કોઇ મનુષ્ય પોતાનો અશ્વ વૃક્ષ સાથે બાંધી સુતેલો માલુમ પડ્યો. તેને જોઈ કેસરીસિંહના મનમા વિચાર થવા લાગ્યો કે આ જંગલના ભયંકર સરોવર ઉપર વૃક્ષની સાથે અશ્વ બાંધી નિશ્ચિન્તપણે સુઈ રહેનાર કોણ હશે. કહી તેની પાસે જઈ તેને નિદ્રામાંથી જાગૃત કર્યો.

**રણજીતસિંહ**—(એકદમ બેઠો થઇ) અરે, તમે મને જગાડનાર કોણછો ?

**કેસરીસિંહ**—ભાઇ શાન્ત થાઓ, આપને આમ જંગલમાં એકલા સૂતેલા જોઇ તમને જગાડ્યા છે.

**રણજીતસિંહ**—આપ કોણ છો ? અને અહીં આટલા સ્વારોની સાથે શા માટે ફરો છો ?

**કેસરીસિંહ**—હું મહુવા નગરીના રાજા રણમલનો પાટવી કુંવર છું, અને આ જે મારી સાથે છે, તે જંગલમાં રહેનાર ભીમા નામનો

ભીલ છે. હું એક વખતે જંગલમાં નીકળ્યા હતો, ત્યાંથી હાલ જે મ્હારી પાસે અશ્વ છે, તે મળ્યો હતો. અને તે ઘોડાના માલીકની શોધમાં નીકળ્યો છું.

**રણજીતસિંહ**—અશ્વના માલીકનું નામ શું અને તે કોણ હતો ?

**ભીમો**—તેના નામની મ્હને પણ ખબર નથી, પરંતુ હું એક રાજપુત્ર છુ એમ કહેતો હતો.

**રણજીતસિંહ**—ભાઇ ! હું પણ એક વખતે શિકાર માટે ગયો હતો, ત્યાં એક ક્ષત્રી પુત્ર ઉપર વાઘણ છાપો મારવા જતી હતી, દરમ્યાન તે બનાવ મ્હારી નજરે પડવાથી તે વાઘણને મારી ક્ષત્રી પુત્રને મ્હારી સાથે લાવ્યો હતો. તે પણ મ્હારી રાજધાનીમાંથી એકાએક ગુમ થઇ ગયો છે, તેની શોધ કેટલાક દીવસથી કરૂં છુ; પરંતુ અદ્યાપીપર્યંત શોધી કાઢવા ભાગ્યશાળી થયો નથી.

**કેસરીસિંહ**—આપ કોણ છો ?

**રણજીતસિંહ**—હુ કનકાવતી નગરીના રાજાનો પાટવી પુત્ર છું, મારૂં નામ રણજીતસિંહ છે.

**કેસરીસિંહ**—આહાહા ! કેવી નવાઇની વાત ! ! ભાઇ હવે આપણે ત્રણે જણાને તેની શોધમા જવાનું ઠીક પડશે.

**રણજીતસિંહ**—ઘણી ખુશીની વાત છે, ચાલો ત્યારે (કહી જાય છે.)

ઉપર પ્રમાણે એક બીજાની હકીકતથી વાકેફ થઇ અશ્વારૂઢ થઇ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં જ્યાં વીરરત્ન પુરૂપ છાવણી નાંખી પડેલા હતા, તેની નજીકમાં આવી પહોંચ્યા. આ વખતે વીરરત્ન પુરૂપ તથા તેની સ્ત્રી શૃંગારબા છાવણીમાં ન્હોતાં, તેઓ શિકારે ગયાં હતાં. તે અરસામાં થોડા સૈન્ય સાથે કેસરીસિંહ તથા રણજીત-

સિંહને પુરજોસથી પોતાની છાવણી તરફ આવતા જોઇ પુષ્પસેનની છાવણીનો દફેદાર બોલ્યા.

**દફેદાર**—દેખો કાલેખાં, અપને સામનેસેં વ્હો સૈન્ય લેકર કોન આતા હૈ ?

**કાલેખાં**—મેરેકું તો ઐસા માલમ હોતા હૈ કે પ્રથમ જો રાજા અપને સાથ લડાઇ કરકે સુમતિબાકું ઉપાડકર લે ગયા થા, વોહી પીછા આતા હોય ઐસા મેરેકું લગતા હૈ.

આવી રીતે કાલેખાંનું વચન સાંભળી દફેદારને પણ વાસ્તવીક તેજ પ્રમાણે લાગ્યુ. વધારે વીચાર કરવાનો સમય ન્હોતો, કારણ કે કેસરીસિંહ તથા તેના સાથીઓ છેક નજીકમાં આવી પહોંચ્યા હતા, તેથી દફેદારે એકદમ રણશીંગડું ફુંકાવી પોતાના સૈન્યને યુદ્ધે તૈયાર થવા ખબર આપી.

સર્વ તૈયાર થતાંની સાથેજ અશ્વ ફેરવી કેસરીસિંહ તથા રણજીતસિંહના જવાના માર્ગ ઉપર આડા આવી ઉભા રહ્યા.

આવી રીતે પોતાના ઉપર સામન્તો તૈયાર થએલા જોઇ રણજીતસિંહ તથા કેસરીસિંહે પણ વિચાર કર્યા વગર એકદમ પોતાના સ્વારોને તૈયાર થવા હુકમ આપી તેમના તરફ પોતાના ઘોડા આગળ કરી બંને વીરક્ષત્રીઓ સૈન્યના મોખરે આવી જેવી રીતે દીવાને દેખી પતગીયુ મર્ણનો ભય નહિ રાખતા અંદર ઝંપલાય છે તે તેવીજ રીતે આ બંને વીર ક્ષત્રીઓ પોતાના સ્વારો સાથે છે કે પાછળ છે તેની પણ દરકાર નહિ રાખતાં ઘણા દિવસે પોતપોતાનું બાહુબળ અજમાવવા પ્રસંગ આવ્યો જાણી, જેવી રીતે બકરાના ટોળામાં સિંહ ઓચીન્તો આવી પડે છે, તેવીજ રીતે આ બંને રાજકુમારો પોતાની સમશેર હસ્તમાં પકડી તુટી પડ્યા. ઉભય સૈન્યમાં દારૂણ યુદ્ધ થયું; કેસરીસિંહના માણસો જો કે સંખ્યામાં થોડા હતા તોપણ તે

લડાઇમાં કેળવાએલા અને યુદ્ધ જાણનારા ક્ષત્રી પુત્રો હતા, તેથી તે આ લડાઇથી પાછા હઠે તેમ ન્હોતા.

આ બન્ને સૈન્યના યુદ્ધથી તેમ અશ્વના ચર્ણરજથી સૂર્ય પણ ધુમલવર્ણો થઇ ગયો હતો. લડાઇ ખુબ જોસમાં આવી, બંદુકો તથા તલવારોનો મારો એટલો બધો શરૂ થયો કે સૈન્યમાં ઉભેલા ક્ષત્રીઓનાં વસ્ત્રો લાલ રંગથી ભરપુર છવાઇ રહ્યાં. કુમાર કેસરીસિંહ બહુ સાહસીક રાજકુમાર હતો, તે પોતાનું શું થશે તેની પણ દરકાર રાખ્યા વીના એકદમ અરી દળના મધ્યમાં આવી પહોંચ્યો.

આ પ્રમાણે શત્રુને એકલો જોઇ વીરરત્નની છાવણીના માણસોએ તેને ઘેરી લીધો, અને એટલા જોસથી મારો ચલાવ્યો કે શૂરવીર પુરૂષો કાયર થઇ જાય; છતાં પણ કેસરીસિંહ હિંમત નહિ છોડતાં શત્રુના આવતા હુમલા પાછા કાઢતો હતો.

બીજી બાજુ રણજીતસિંહ પણ તેવાજ જોસથી હાથમાં ખુલ્લી સમશેર પકડી પોતાના અરીનાં મસ્તક જુદા કરતો હતો, આ પ્રમાણે દારૂણ યુદ્ધ થઇ રહ્યું છે, તેવામાં તેની દૃષ્ટિ કેસરીસિંહ ઉપર પડી તો તેની પાછળ એક સ્વાર તલવાર ઉગામી મારવાની તૈયારીમાં તેના તરફ પુરજોસથી જતો જણાયો. આ પ્રસંગે વીચાર કરવાનો ન્હોતો, તેથી રણજીતસિંહે જાણ્યું કે જો હું આ વખતે તેને નહિ બચાવું તો ખચિત કેસરીસિંહને મારશે, તેથી બીજો વિચાર કર્યા વગર એકદમ પોતાના અશ્વ ઉપરથી કુદકો મારી સિંહરાજ તલપ મારે તેવીજ રીતે તલપ મારી પોતાની સમશેર ગ્રહી તેના તરફ દોડ્યો. ત્યાં પહોંચતાની સાથેજ એક હસ્તે તેના કેશ પકડી એવો સખ્ત તલવારનો ઝટકો માર્યો કે તેનું શીર ધડથી જુદું થઇ કુમાર કેસરી-સિંહના અશ્વના ચર્ણ નીચે જઇ પડ્યું તે પડતાં અશ્વ ચોંક્યો,

તેથી કેસરીસિંહે પાછું જોયું તો રણજીતસિંહને બીનવાહને પોતાની તરફ આવતો જોઇ કેસરીસિંહ બમણા જોસથી સૈન્યમાં તુટી પડ્યો.

કુમાર રણજીતસિંહે વિચાર કર્યો કે મારા પક્ષનો દફેદાર ઘણો લાક અને બહાદુર છે તેથીજ તેનું સૈન્ય હજી સુધી ટકી રહ્યું છે માટે જ્યાં સુધી તેને મારવામાં નહિ આવે ત્યાં સુધી આ યુદ્ધ બંધ પડવાનું નથી. એમ વિચાર કરી ગર્જના કરી એકદમ દફેદાર તરફ ધસ્યો.

હવે આપણે રણસંગ્રામ મુકી જરા બીજી બાજુ જોઇએ. જ્યાં યુદ્ધ થતું હતુ ત્યાંથી થોડે છેટે એક સ્વાર પોતાના અશ્વને પોતાના પગે બાંધી સુતેલો હતો, તેની કર્ણેન્દ્રિય પર બંદુકોના તથા મારો માગે તેવા નાદ સાંભળવાથી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આ યુદ્ધ થતું હોય તેમ લાગે છે, માટે મ્હારે અહિ બેસી રહેવું એ યોગ્ય નથી. એમ વિચાર કરી પોતાના અશ્વનો તંગ બરાબર કરી આયુધો સજી જે તરફથી બંદુકો વિગેરેના અવાજ આવતા હતા તે તરફ ધસ્યો ત્યા જઇ જોયું તો એક રાજકુમારને વાહન રહીત અને તેની આસપાસ ઘણા માણસો વીંટળાઇ તેના ઉપર શસ્ત્ર સહઓનો મારો ચલાવતા તેની દૃષ્ટિમય થયા. તેમાં દફેદાર મુખ્ય હતો અને તે રાજકુમારની દૃષ્ટિ પણ તે દફેદાર તરફ મહા તીક્ષ્ણ દેખાતી હતી તેથી આ અજાણ્યા સ્વારે વિચાર કર્યો કે બીચારા એકલા ક્ષત્રિ ઉપર કેટલા દુશ્મનો તુટી પડ્યા છે. માટે મ્હારે પણ મ્હારી યથાશક્તી પ્રમાણે તેને મદદ આપવી જોઇએ. આ પ્રમાણે વિચાર કરી પોતાની રાયફલ દફેદાર ઉપર ચલાવી. ચલાવતાં થોડી વાર સાથે દફેદાર ઘોડા ઉપરથી નીચે પડ્યો.

આમ એકાએક પોતાના સરદારને મર્ણ થએલો જોઇ તેના સૈનીકો ગભરાયા અને નાશવાની કોસીશ કરવા લાગ્યા, તેથી રણજી-

તસિંહ વધારે શુરાતનમાં આવી જઈ પોતાને અણધારી રીતે મદદ કરનારના માન્યાર્થે પુષ્પને બદલે હજારો વીર પુરૂષોનાં મસ્તકથી વધવા લાગ્યો. આખરે રણજીતસિંહની જીત થઇ. વીરરત્ન પુરૂષની જાવણીના માણસો કાયર થઇ પોતપોતાના માણસોને પણ સહસ્ત્રથી ભેદી નાખ્યા. રણસંગ્રામમાં કોઇ પણ રહ્યું નહિ ત્યારે તેણે કેસરીસિંહ તરફ નજર કરી તો તે સખ્ત ઘાથી આજાર થઇ મણ તુલ્ય બની જઈ ભુમી ઉપર પડેલો તેના જોવામાં આવ્યો, તેથી તે એકદમ તે તરફ દોડી જઇ તેને શુદ્ધિમાં લાવવા કોશીશ કરવા લાગ્યો. મહા પ્રયત્ને કેસરીસિંહને સહેજસાજ શુદ્ધિ આવી અને રણજીતસિંહ તરફ જોઈ બોલ્યો.

**કેસરીસિંહ**—બંધુ હુ આપનો ઘણો આભારી છું. આ રણમાં જો, તમે મ્હારી સંભાળ ન રાખી હોત તો હુ ક્યારનોએ મૃત્યુ પામ્યો હોત.

**રણજીતસિંહ**—ભાઇ, તેમાં ઉપકાર માનવા જેવું કાંઇજ નથી. મને પણ જો આ રાજકુમારે (તેના તરફ આંગળી કરી) બચાવ્યો ન હોત તો હુ પણ ક્યારનોએ તમારી પેઠેજ પડ્યો હોત.

**કેસરીસિંહ**—(અજાણ્યા રાજકુમાર તરફ જોઇ) ભાઇ હું આપનો ઘણો આભારી છુ.

**રાજકુમાર**—તેમાં આભાર માનવાનું બીલકુલ કારણ નથી.

**રણજીતસિંહ**—આપ કોણ છો ?

**રાજકુમાર**—હું પુષ્પાવતી નગરીના રાજા ચંપકસેનની (ઉતાવળમાં ભુલથી) પુત્રી છું.

**રણજીતસિંહ**—શું તમે સ્ત્રી છો ?

**રાજકુમાર**—હા.

**કેસરીસિંહ** તથા **રણજીતસિંહ**—શાબાશ છે શાબાશ ! ક્ષત્રીયાણીને કે તેઓ પણ આવા ભયંકર યુદ્ધમાં ભાગ લઇ અમને જશ આપ્યો છે. પણ બાઇ તમારે જંગલમાં નીકળવાનું શુ કારણ છે ?

**સુમતિબા**—(પોતાની સર્વ પ્રથમ બનેલી હકીકતથી વાકેફ કરે છે.)

**કેસરીસિંહ**—( મનમાં ) અરે ! આ તો મ્હારા પીનાની હકીકતને મળતીજ વાત કરે છે, શુ આજ મ્હારા પીનાના હાથ પગ બાંધી નાસી ગએલી છે, વાહ ! વાહ ! તને પણ ધન્ય છે.

**ભીમો**—કેસરીસિહ, આ હકીકત તમારા પીનાની વાતનેજ મળતી આવે છે,

**કેસરીસિંહ**—હા મને પણ તેમજ લાગે છે

**રણજીતસિંહ**—બન્ને જણ શું વીચાર કરોછો ?

**કેસરીસિંહ**—(તમામ કહી બતાવે છે) વાહ. આજનો દીવસ હુ અતિ માંગળીક સમજુછું, કે આવી વીરક્ષત્રાણીનાં દર્શનનો લાભ મળ્યો.

**સુમતિબા**—શુ તે રણમલ તમારા પિતા થાય ?

**કેસરીસિંહ**—હા, પણ તમારે તે વાતથી જરા પણ ડરવાનું નથી. એમ નિશ્ચિંત રહો.

આ પ્રમાણે મળી વાતો કરે છે, તેવામા વીરરત્ન તથા તેની સ્ત્રી બન્ને શિકારેથી છાવણી તરફ આવે છે. રસ્તામાં તેના સ્વારો સામા મળવાથી તેમનાથી તમામ હકીકતથી વાકેફ થઇ મહા ક્રોધથી પોતાના તંબુ પાસે આવ્યો અને જોયું તો જે રાજકુમારે પોતાને બચાવ્યો હતો તે તેના જોવામાં આવ્યો, અને શૃગારબા (વિજયસિંહ) પોતાને મદદ કરનાર ભીલ ભીમાને તથા સુમતીબાને ઓળખી મનમાં વિચાર કરવા લાગી કે તેમને લડાઈ કરવાનું શું પ્રયોજન હશે, જો કે તેને મ્હારા સૈન્યનો સત્યાનાશ કરી નાંખ્યો છે તોપણ

તે મ્હારાં પ્રાણદાતા છે તેથી તેની સાથે યુદ્ધ કરવું વાસ્તવીક નથી. એમ ધારી પોતાના અશ્વ ઉપરથી નીચે ઉતરી બન્ને જણાં તેમના તરફ આવ્યાં. આવી રીતે બન્ને સશસ્ત્ર ધારીને જોઇ રણજીતસિંહ પોતાની તલવાર મ્યાનમાથી કાઢી તેમને આવતાની સાથેજ વધાવી લેવાની તૈયારીમાં ઉભો. તે જોઇ વીરરત્ન બોલ્યો કે—

**વીરરત્ન**—રાજકુમાર ? સબુર કરો. આમ સાહસ કરવું યોગ્ય નથી.

**રણજીતસિંહ**- તમે કોણ છો ?

**વીરરત્ન**—શું તમે મને ઓળખતા નથી ?

**રણજીતસિંહ**—( ઓળખવાથી ) પોતાની તલવાર મ્યાન કરી તેને બાઝી પડ્યો.

બીજી તરફ શૃગારબા તથા સુમતિબા અને ભામો પણ એક બીજાને ઓળખવાથી આનંદમા આવી જઇ પ્રેમથી મળ્યા પછી વીરરત્ન પુરૂષ સર્વને પોતાના તબુમા લઇ જઇ કુમાર કેસરીસીહની સારવાર કરવા લાગ્યા. કેસરીસીહ જરા સારો થવાથી તે તમામ સૈન્યસહ પુષ્પસેન પોતાની રાજધાનીમાં આવી તેમની સાથે આવેલ રાજકુમારોનો, ભીમાનો અતિ ઉત્તમ આભાર બનાવી તેમને પોતાની રાજધાનીમાં ચાર દીવસ રાખી પછી તેઓએ પોતાની રાજધાનીમાં જવા સારૂ પુષ્પસેનને અતિ નમ્રતાથી વીનંતી ગુજારવાથી તેણે તેમને પોતપોતાનાં રાજ્યમાં જવા આત દીલગીરીથી રજા આપી.



# સચિત્ર કોકશાસ્ત્ર



કી. રૂ. ૧-૮-૦

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ. રીચીરોડ-અમદાવાદ